# વિનોદ વાટિકા.

લેખક તથા પ્રકાશક.

હરિશંકર દલછારામ ત્રિવેદી, વાવવાળા.

હેડ માસ્તર, વારાહી નિશાળ,

મુ. વાવ, પાલનપુર એજન્સિ.

આવૃત્તિ ૧ લી　　　　પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૫



કિંમત રૂ. ૦-૧૨-૦

# વિનોદ વાટિકા.

લેખક તથા પ્રકાશક.

હરિશંકર દલછારામ ત્રિવેદી, વાવવાળા.

હેડ માસ્તર, વારાહી નિશાળ,

મુ. વાવ, પાલણપુર એજન્સિ.

આવૃત્તિ ૧ લી — પ્રત ૧૦૦૦

સને ૧૯૨૫



કિંમત રૂા. ૦-૧૨-૦

# પ્રસ્તાવના.

માન્ય શિરસ્તો છે કે દરેક પુસ્તકને થોડી પ્રસ્તાવના તો જોઈએ પુસ્તક રૂપી નાટયસંકલનાનો પ્રસ્તાવના જાણે સૂત્રધાર છે. પરંતુ મને તો આ વિનોદવાટિકા સન્મિત્રોના કરકમલમા મૂકતા તેના અંગે એટલુજ કહેવાની જરૂર જણાય છે કે —

હુ કોવિદ, કવિ કે કથાકાર એ ત્રિપુટીમાથી એકેનુ પદ ભોગવતો નથી, પરંતુ જે રમુજપ્રાપ્તિના આશયથી આ પુસ્તક રચાયુ છે એજ આશયથી આ લેખમાળાઓ મારા સન્મિત્રો સમક્ષ રજુ કરૂ છુ

મારી ૧૬ થી ૨૦ વર્ષની અલ્પ અને અનનુભવી વયમા આ પુસ્તક રચાયુ છે, જેથી તેમા કવિત્વ ભરી ઉદાત્ત ભાવનાઓની આકાક્ષા સફળ નજ થાય વિનતિ એજ કે વાચક બધુઓ પોતાને જણાતા દોષપાત્ર ભાગપર અનુગ્રહ રૂપી પટનુ આચ્છાદન કરી સારગ્રાહી થશો

વિનોદપુષ્પ અને સ્તુતિપુષ્પનો વધારે ભાગ મારી ૧૭ વર્ષની ઉમર પહેલા રચાયો હોઇ સંસ્કૃતિ પામતો અત્યારની સ્થિતિ એ આવેલ છે. શૃગાર પુષ્પનો ઘણો ખરો ભાગ મારા સૌથી છેલ્લા લખાયલા ગદ્યપદ્યાત્મક લેખો છે. દરેકમા શુ શુ સુદર છે તે વાચકના સુદર હૃદયો યોગ્યતા પ્રમાણે જોઈ શકશે

મારા ભણી અતરની પ્રીતિ ધરનારની પ્રીતિ આ પુસ્તકપર પણ થશે આ ચોપડી છપાવવામા જે જે પવિત્ર સદ્દગૃહસ્થો એ જે જે પ્રકારે સહાયતા આપી છે તેમનુ પરમેશ્વર સદા શ્રેય કરો એવું ખરા જીગરથી ચાહુ છુ

હ૦ ૬૦ ત્રિવેદી.

# અનુક્રમણિકા.



# વિનોદ વાટિકા.

## પ્રથમ પુષ્પ.

—વિનોદ—

### પ્રકરણ ૧ લું. સૌંદર્યનું સંમેલન.

દોહરા

પ્રતિદિન પ્રણમું પ્રેમથી શ્રી પુરુષોત્તમરાય,
આપ દયાથી અનુજની આફત અળગી જાય
શ્રી ગિરિજાસુત ગુણનિધિ સમરૂં સિદ્ધિદાત,
દેવદયાળુ દાસના દુઃખ દહતા દિનરાત
વિધિસુતા રસના વસો અમ અરજી ઉરધાર,
દાસજ તારો દિનનીશે વિનવે વારવાર

શાર્દૂલવિક્રિડિત.

ચીંચીકાર કરી રહી ચકલીઓ [1]ચારૂલતા કુંજમાં,
ગાઢો સ્નિગ્ધ સુવાસ શો પમરતો પુષ્પો તણા પુંજમાં,
આછી રમ્ય ઉષા સનાથ બનતી દિવ્યાંબરે ખીલતી,
શય્યા તે સમયે તજી સજી રહી વસ્રો નવોઢા હતી
આવી ત્યાં નણદી મુખ સ્મિત ભરી નાની બહુ બોલકી,

[1] સુંદર

જાગી નિંદ થુ નાવી તર્ત[1] નિશાથે ઊઠી શકો ના હજી,
નીચુ જોઇ રહી સતી શરમથી ભેટી વદી તે નહા,
શય્યામા સરકી જતા પટકુળો ભાભી બધા શુ સદા
આવ્યુ ત્યા સ્મિતહાસ્ય આસ્ય[2] શશીએ કાન્તિ દીસી ખીલતી,
ચુંબી નાની નણુદના અધરને ભાભી રસે ઝીલતી,
ત્યા સામે નિજ દ્વારમા સ્મિત ભર્યું જોતા દીઠા નાથને.
લજ્જાથી રસિકા નણુદ હૃદયે સતાડતી આસ્યને,
ત્યાગી તે પછી તર્ત તે રમતને હેલો ધરી હેમની,
રંભા શ્રીરમણી જતી જળતટે સાહેલી સંગે ઘણી,
શી લીલા સરકાકડે અવનવી સૌદર્ય સમેલને,
હા ! હા ! આર્યપ્રદીપિકા રમણીઓ રોયે રસાનંદન

---

( પરવાની પણ પ્રીત ગતમત ભૂલી રે, એ રાગ. )

રૂમઝુમ કરતી નાર ઠમકે ચાલે છે,
એનો મદભર જોબન બા'ર ટીલડી ભાલે છે,
સુણી વડીલ શ્વસુરનો નાદ ઘુંઘટ વાળે છે,
કુળવંતી કુળમરજાદ પુરણુ પાળે છે ૧
નાનકડી નાઝુક નાર શરમ ભરેલી છે,
એના પતિ હૃદયનો હાર એ અલબેલી છે,
પતિપરિરંભણની પ્યાસ ઉર અભિલાખે છે,
નવઉઢા રૂડે અભિસાર રતિરસ ચાખે છે ૨
હલકી ઝલકિત હેલ શિર પર ધારે છે,
કંઇ કટાક્ષથી કુળવેલ કાળજ સારે છે

---

૧ રાત્રિ–અંધરાત્રિ ૨ આસ્ય મુખ શશી ચંદ્ર

જામિની ભભકાભેર જોબન બહારે છે,
જોઇ લલિત ગતિ મદભેર હસ્તી હારે છે ૩
નર દેખી ધરતી લાજ, પટ સંકોરી રે,
એના રૂડા રમણુના રાજ, ગુણીયલ ગોરી રે
પ્રીતઘેલી નહાની નાર ચપલ ચકોરી રે,
શીખી કરવા શું સુકુમાર ચિતની ચોરી રે ૪
તસતસતો સ્તન કંચુક જોબન મદ ધરતો,
એવો હૈયે હીરામય હાર હેલે મન હરતો,
કટિ નિતંબધનનો યોગ ઉર આકર્ષે છે,
અને અંગે અંગ *અનંગ ×સુમશર વર્ષે છે ૫
શશીલેખા શી સુકુમાર રમણી રૂડી છે,
એવી સુંદર કર અનુસાર કંચન ચુડી છે,
કરી પુરણ વ્રત કૌમાર ઉજવ્યા આનંદે,
એથી પ્રકટ્યું હર્ષ ભરેલ +ઓજસ મુખચંદે ૬
હુંફાળી પિયુની સોડ મૂકી મન ગમતી,
આવેલી વહેલી નાર નવલી મદગતી,
પગપાનીના દરશન સુગ્રને નહિ સોંઘા,
એને મધુરે સ્મિત વરસંત મુક્તાફળ મોંઘા ૭
મુખ નિરખી થયો નિસ્તેજ ઇન્દુ આકાશે,
રવિ આવ્યો ધરી નરમાશ દરશનની આશે
ધરી એકજ બેડું શિર, બીજુ કર ઝાલી,
નિજ ઘરથી નાજુક નાર જળ ભરવા ચાલી ૮

× × × ×

* કામદેવ. × પુષ્પના બાણ + તેજ.

કરી કઠિન તપ ભરપૂર હિમાળે હાડ ગળ્યા,
તેને એ રમણીને ઉર સ્નેહલ સ્થાપન મળ્યા,
પરનારી લંપટ લોક, શત જન્મે એવી,
રાખે આશા તો કોક અમી વિષમા કેવી ? ૯

× × × ×

શિરભારે રમણિક ચાલ બનતી સોજમઢી,
જે ધનિક ત્રિયાની માય સમુળી છેજ નહિં,
એના કસાય કોમળ અંગ મન હરતા ધરતા,
નવો ઝળકે જોબન રંગ જુગતે જળ ભરતા ૧૦

સરખો સાહેલી સાથ શોભે સુખકારી,
સંસારે સ્વર્ગીય દશ્ય નિપજાવે નારી
વાતોનો વધતો વેગ હૈયે હરખ ભરી,
સૌ યુવતી પનઘટ તીર, ખોલે ઉર ખરી ૧૧

સુખ દુઃખની કરતી વાત, સાસુ નણંદીની,
કોઇ પતિ ગુણ સુરતોં વિલાસ, કે'ની રસ ભીની,
કહેતી નવપતિનો નેહ નવ પરણેલીરે,
સ્મિતમંદ પુલક* કરી દેહ બનતી ઘેલી રે. ૧૨

પતિ સુખનો કહેતી સ્વાદ નાર નવોઢા રે,
રડે બાળક દુઃખની દાદ યુવતી પ્રૌઢા રે,
કૈં નવલ સગર્ભા નાર મખીમાં શરમાતી, !
ચેષ્ટાથી બહુ ચીડાય મનમાં મલકાતી ૧૩

* રોમાંચ-રવાં ઉભા થવા તે, અમોદીપન ચિહ્ન છે.

વિરહીણી બાળે વેશ, પતિ પરદેશે રે,
એને ગોષ્ટી ગમે નવ લેશ, દુબળી ક્લેશે રે;
બળતી કૈં વિધવા બાળ, દુઃખમાં ડૂલી રે,
જતી જોઈ ઝરે ચખધાર, એક અટૂલી રે ૧૪

ધમધમ પદ ધરતી જાય, સગર્વ શેઠાણી,
બીજી ગરીબ બિચારી નાર, ઉભી રે નાણી,
કરી કો અંગુલી નિર્દેશ,* બતાવે બીજી ને,
એની મુખમરડી બદચાલ, કહેતી બીજી ને ૧૫

લંપટ લોભાવન હાર નાર શરમ મેલી,
ચખચેષ્ટા કરતી જાય હસતી છટકેલી.
ઇર્ષાળુ ક્રોધીનાર મુખડે બળતે છે,
પતિવ્રતા તણું મુખચંદ્ર ઓજસ ચળકે છે ૧૬

---

**દોહરા.**

આ સમયે આ નિરખવા બે જણ વેણુ હાર,
ઉભેલા ઘેલા સમા અબબેલા સરદાર ૧
એ બે જણ આ નગરના જબરા હતા જુવાન,
કેમ અહીં આવ્યા હશે, વર્ણવું તેનુ બયાન ૨

× × ×

આ નગરી સાયરપુરી નૌતમ નિરખો નૂર,
રીધ સીધ નવનીધથી, ઝળહળતું ભરપુર. ૩
વિત્તદાર વસતા વડા, વણીક કરે વેપાર,
સૌ કુળરીતિ સાચવી નીતિપંથ જનાર. ૪

---

* આંગળીથી બતાવવું.

સુખ્યો નરનારી ઘણા અતિ દંપતિ ઉર નેહ,
રીઝી રમતા રાજતા આપ અવાસે એહ ૫
ગોખી સ્નેહી સજ્જનો સહુ કરતા સુખનાદ,
વરસે સૌ પર નગરમા સુખ વાદળ વરસાદ ૬
ચોસગ સરસ બજારની સુંદર સરખી હાર,
વચ્ચે જન વિશ્રામનુ ભુવન ભભકાદાર ૭
પૂર પાસે પુર શોભીતુ કમલાકર કાસાર,
પાર્થિવેન્દ્ર પ્રતાપિની વરતે આણ વિશાળ ૮
આજ સવારે નગરમા બે જણ જબર જુવાન,
સુંદર બાંધો શરીરનો મહા બળીઆ મસ્તાન ૯
વાતો કરતા વાટમા, વિચરે એ બે જન,
એક ઉચરતો એ સમે, સુણ શાણા સજ્જન ૧૦
આજ અહન નવરાતનો, ગરબા ગોરી ગાય,
સર તટ પર મધુ સ્વરવતી રમતી રૂદે રિઝાય ૧૧
જોવા જઇએ જુગતથી આપણ બે જણ આજ,
દેખી કરીએ દીલની કંઈ પણ ઓછી દાઝ ૧૨
બીજો વળતી બોલીઓ 'વારણ' જેનુ નામ,
સાભળ રે વીર વાકજી એ નવ આપણું કામ ૧૩
એમ કર્યે અવળું દિસે, નફ્ટ ગણે નર સર્વ,
વાઢો વળતી વાકજી, ઉચર્યો આણી ગર્વ. ૧૪
બંને જણ બૈરી વિના, દુઃખ પામ્યા હદપાર,
જરૂર હવે આ જગતની, કા કરીએ દરકાર ૧૫
જો જગ હોય દયાળ તો આપે અમને નાર,
વનિતા વણ આપણ રહ્યા સૌને હિસાબ બા'ર ૧૬

તો પછી તેવા જગતથી શીદ રાખો સંકોચ,
ચાલ ચતુર તુ ચોપથી, તજ તે કારણ શોચ. ૧૭
શી આ પ્રાતઃકાળની, શોભા છે સુખકાર,
જાતી જળ ભરવા જુઓ, જોબનવતી નાર, ૧૮
એમ ઉચરતા સરતટે, આવ્યા શૂર સરદાર,
પુરણ હા ! પ્રકટી રહી, શી કુદરત કાસાર ! ૧૯
ચોરસ મોટા ચોકથી, નીચે પગથી બાર,
શીતળ સૌરભ યુક્ત ત્યા, સ્ફટિક સરખુ વાર ૨૦
મદ સમીરની લ્હેરથી ચંપાવરણા ચીર,
દૂરથી ફરફરતા દિસે, ત્યાથી સામે તીર ૨૧
શુ સુદર સરવર અહા ! શોભે ભભકાદાર,
પ્રાતકાળે રમણીઓ, અરપે જ્યા શૃગાર ૨૨

---

## (સરોવરનું વર્ણન)

ભાયુ શુ ભાસે આ લલિત સર શુદ્ધોદક તણુ,
પ્રસારે પ્રેમીના પુનિત હૃદયે પ્રેમ ઝરણુ,
પ્રકૃતિ ચોપાસે સરમહીં પ્રતિબિંબિત થતી,
વસી વ્હાલા સગે હસી રહી શુ આદર્શ યુવતી ૧
તરગોના રગો વિમલ કલનાદે મનહરે,
પ્રકૃતિ દેવીના મધુર યશગાનો શુ ઉચરી,
ખીલ્યા પદ્મે ભૃગો પ્રીતિ ભરી ભમે ગુજન કરી,
બતાવે છે રંગો સરલપ્રિતના સ્વાર્પણ કરી. ૨
તથા તેને તીરે હરિત તૃણ અંકુર કુમળા,
રસીલા ને લીલા નયન અનુરંજે શુ નવલા.

પ્રીતિ રંગે પૂરા તરુણ યુગલો સારસ તણા,
સ્વીકારી શાન્તિને, ફરી ચરી સજોડે વિહરતા ૩

બપૈયા કોકિલા, મયુર બગ મેના શુક સુડા,
અલાપે આનંદી રસિક રમતે સંગીત રૂડા,
પશુ પંખી કેઈ, રમણ સુખ વિશ્રામ સ્થળ છે,
અહા જોતા કોને પળ વિમળ શાંતિ ન મળશે ૪

પ્રમોદે નાચતા નવીન મીન દર્દુર કૂદતા,
પ્રીતે માતા અંકે જ્યમ શિશુ નિશંકે વિહરતા,
સમર્પે છે વાયુ શુભ શિતળતા સૌમ્ય સુખદા,
સમર્પે છે શાંતિ, દરદ હરીને દર્દી જનના ૫

કિનારે ઉગેલા વિપુલ વડ આંબા શીશમડા,
પ્રકૃતિના શું એ, જય ધ્વજ ધરી સૈનિક ખડા,
વીંટી વૃક્ષે વેલી, મસ મચી રહેલી નર ઘટા,
અદેખી કો દાઝે, અવર સુખથી વેલ કુલટા ૬

ફુવામાં ખીલેલી મદભરી ત્રિયા હંસ ગમની,
ભરી બેડાં જાતી, રસિક રચતી રંગ રમણી,
નવા આ ભાનુની ઝળહળી રહી જ્યોતિ જળમાં,
સુવર્ણ શૃંગારી (શું) પતિ દરસને દેહ દયિતા ૭

પીતા ઠંડું પાણી શીતળ શુભ વાયુ અનુભવી
નવી લીલા જોતા, કુદરત તણીએ અવનવી
પ્રસાદી પ્યારાએ પ્રભુ તણી ગણી કોણ પ્રણયી,
પ્રણામે ના પ્રેમે નિજમન મહીં ધન્ય મનથી ૮

---

એ સુંદર સરવર તણી નિરખી શોભા સાર,
ચાલ્યા બે જણ ત્યાં થકી વાઢાના સરદાર.

---

### શાર્દૂલવિક્રિડિત.

લાંબા સુરેથી લંબકર્ણો ભસ્મ લોટયા ભુંકતા,
સાથે મળી કૈં શ્વાન ભસવું નીમહીણું મૂકતા,
લુટયા સમા લોટા લઇ સૌ લોક પણ પળતા હતા
એવે સમળે અવળી દિશે પદ વિધુરના પડતા હતા

---

આવ્યા અહીંઆ બે જણા, જુવતી રમતી જ્યાય,
દષ્ટે દારા દેખના, દૂરથી દિલ દુભાય,
હોત અમારે નાર તો, રમત આમ સહુ સાથ,
નો પછી તેને ખાતથી, જોવા જરૂરજ જાત
વાઢો વારણજી વદે સાભળ વાકજી વીર,
સાગર સુંદરતા તણો નારી સરવર નીર

---

### શાર્દૂલ.

સારે સ્વચ્છ વિશાળ ચોક રમતી ગાતી રૂડાં ગીતડાં,
તે જોતાં તપસી તણાય લપસી માહે પડે ચીતડાં,
નારી આ નવરાતના અહનમાં આનંદ આચ્છાદને,
પ્રેરે માનવલોકમાં સુરસમા સૌંદર્ય સંમેલને

---

ત્યાં વદતો વીર વાકજી જો જુવતી દસબાર,
યૂથ મળી સુખ દુઃખ તણો, કરતી કંઇક ઉચ્ચાર,

જાય નિરાશી જળતટે, વદતી વાર્તાલાપ,
સાભળીએ તેની કથા, કછક સમે સંતાપ
થી સુકુમારી સુદરી, કચન સરખી કાય,
છે મદપુરણ માનિની, જોબન ઝોલા ખાય
કોમળ કાચી કેળ આ કયરે કોક કસાઇ,
ધીક વિધાતા તુજ તણી ચુલે ચઢી ચતુરાઈ
પ્રેમ પિપાસુ પ્રેમદા, કુસુમ કોમળ કાય,
રટે રમણ પદશરણ પણ કર્મ કઠોર હાય
નાજુક નમણી નારના હૈયા હોસ ભરેલ,
રમણ રતિરસ ચાખવા આતુરતા ઉભરેલ
રસની રેલમ છેલમા, ટુકી કરવા રાત,
હોસ ભરી આવી છતા દૈવે વાળ્યો દાટ.
સૌ સૌના સકટ તણા આ વિશ્રભાલાપ,
છાના સુણીએ આપણે કછક સમે પરિતાપ



**દુ:ખી સ્ત્રીઓ—**

**( રાગ માહ વીરા વેશ્યાના યારી એ રાગ. )**

ચાલો સરવરને તીરે સ્વચ્છ શરીરે નિર્મળ નીરે,
કરીએ આનદ અપાર
વ્હેની હળીમળી જઇએ સુખ દુ:ખ કહીએ લક્ષમા લઇએ,
સર્વ તણા સમાચાર
**પહેલી**—શોકયના સરખી નણુદી ને સાસુ હૃદયે રાખે બહુ રોષ,
મહેણા મારે મને વાકુ ઉચ્ચારે દે વાત વાતમા દોષરે,

અહૂ રાડ રિસાળી, સાખે ન ભાળી, નાગણ કાળી, રીસ ભરી રહેનાર.
ચાલો૦ ૧

**બીજી**—સ્વામી અફીણી પામી હું કર્મે નિશા મહીં ચકચૂર,
ભૂર ન જાણે આ જાય જોબનીયુ, કંચન કાયાનું નૂર રે,
અરે અંતરજામી, બંધાણી સ્વામી, સ્નેહની ખામી,
જીંદગી વ્યર્થ જનાર ચાલો૦ ૨

**ત્રીજી**—પરણીને બહેની ધરણી બની મેં જોયુ ન સસારી સુખ,
વેશ્યાગૃહે વસે વાલમ મારો કોને કહુ દીલ દુખ રે,
દીસુ હુ દુખીયારી, વેશ્યાનો યારી, વર છે વિચારી,
શુ સુખ માનુ સંસાર ચાલો૦ ૩

**ચોથી**—આઠ વરસનો નાથ અમારો મદપુરણ મુજકાય,
ખીલી યુવાની જતી પતિ નાનો કેમ એ કષ્ટ કપાય રે,
મળ્યા પુરવનાં પાપો, બળતો બળાપો, મરજો માબાપો,
કાય ન કીધો વિચાર ચાલો૦ ૪

**પાંચમી**—હુ પરણીને આવી યુવામા, વરને મરવાની ન વાર,
હોસ અરેરે હૈયાતણી ભાગી, કષ્ટનો કયા ન કિનાર રે,
મને માબાપે મારી, કુવે ઉતારી, શુદ્ધ વિસારી,
ધારીને પૈસાનો પ્યાર ચાલો૦ ૫

**છઠ્ઠી**—આળસુ મારો મુરખ સ્વામી, કોડી ન એક કમાય,
અન્નના નિત્ય ઉધારા અરેરે આ જિંદગી કયમ જાય રે,
નથી ખાવા પીવાનું, પેરવા શાનું, ક્યા પડયુ પાનું,
કર્મ કેવુ કિરતાર ચાલો૦ ૬

**સાતમી**—મોહન મારો પ્રેમી છે પ્યારો, મારો. ઉથાપે ન બોલ,
સર્વ સુખો મન માગેલા આપે, આણીને વા'લ અતોલરે,
હું તો વાલમને વા'લી, મોજે મહાલી, પ્રીતિની પ્યાલી
પ્રીત ધરીને પીનાર ચાલો૦ ૭

**વીર વાંકજી**—વીરા વારણજી ! જોયુ આ જુવતીઓનુ દુઃખ ! આવા અયોગ્ય અકરમીઓ સાથે માબાપો લાકડે માકડુ વળગાડીને આવી કોમળ બાળાઓના કેટલા નિસાસા લેનાર થાય છે ? અરે ? અરે ! ધિક્કાર છે ! એ લક્ષ્મીના લોભી નૃશંસો ! તે કરતા આપણા જેવા જે અત્યાર સુધી વાંઢા ફરે છે તેમને પરણાવી હોત તો આ બાળાઓ કેવુ અપાર સુખ પામત ?

**વારણજી**—બીજુ તો ઠીક, પણ આ વૃદ્ધો તો શા માટે તરુણીને પરણતા હશે ? એ સ્ત્રીઓ તેમનાથી કેટલી અસંતોષ રહે છે, તેનુ તેમને જાણે ભાન હોતુજ નથી !

**શશિનીવ હિમાર્તાનાં ઘર્માર્તાનાં રવાવિવ ।**
**મનો ન રમતે સ્ત્રીણાં જરાજીર્ણેન્દ્રિયે પતૌ ॥૧॥**

( ટાઢીથી પીડાતાને જેમ ચંદ્ર, અને ગરમીથી પીડાતાને જેમ સૂર્ય આનંદ આપતો નથી તેમ જરાથી જીર્ણ અંગ થએલ પતિથી સ્ત્રીનુ મન તૃપ્ત થતુ નથી. )

**વાંકજી**—ખરેખર ! એ બિચારા તો.

**નોપભોક્તું ન ચ ત્યક્તું શક્નોતિ વિષયાન્જરી ।**
**અસ્થિનિર્દશનઃ શ્વેવ જિહ્વયા લેઢિ કેવલમ્ ॥૧॥**

(વિષયો ભોગવવાને અને તજવાને એ વૃદ્ધ પુરુષ શક્તિમાન નથી. જેમ શ્વાન કેવલ હાડકાને છોડી ન શકતા જીભવડે ચાટે છે )

નાનો પતિ હોય તે કદી મોટો થાય, વ્યસની, દુર્ગુણી, નિર્ધન એ પણ કદાચ ભાગ્યયોગે સુધરે, પરંતુ વૃદ્ધ કોઈ દિવસ જુવાન થવાનો હતો?

બોજ ઉપાડે બળદીઓ, મુરખ પામે રાજ,
બુઢો પરણે બાઈડી, એ સૌ પરને કાજ.

બિચારા આપણા જેવા પ્રેમરસનો અનુભવ કરવા તલસે છે, જ્યારે આવાઓને પરણેલી રમણીઓ ખરો પ્રેમ નહિ મેળવી ક્લેશમા જીવન પુરૂં કરે છે.

વારણજી—ભાઈ વાંકજી! આપણે આવા મજબુત શરીરવાળા ધારેલી કમાણી કરનારા, અને સ્ત્રીને સંપૂર્ણ સુખ આપનારા છતા આપણને સ્ત્રી મળેજ નહિ એ ભાગ્યની જ વાત! ડાહ્યા પુરુષો તો કહે છે, કે પ્રયાસથી ભાવીને પણ સુધારી શકાય છે, તો આપણે બાયલા થઈ બેસી રહેવુ ઘટતુ નથી

વાંકજી—ભાવી પ્રબલ છે, એ વાત ખરી, પરંતુ તે માટે શુ આપણા જેવા ફાકડા પુરુષો વાંઢાજ મરવાના? આપણુ શરીર અને મન તંદુરસ્ત છે, ગુજરાન ચાલી શકે તેમ છે, તો પછી આપણુ ભાગ્ય અવળુ હોય, એ કલ્પનાજ અસ્થાને છે ભાઈ! આવતી કાલેજ બધા વાંઢા એકઠા થઈને શુ કરવુ તેનો વિચાર કરીએ કુંવારી જીંદગી ગાળવી એ તો મેરૂ પર્વતનુ ઉલ્લંઘન કરવા કરતા પણ વધુ કઠિન કાર્ય છે

વારણજી—બરાબર છે કાલે તેનો નક્કી કંઈક નિર્ણય કરીએ (સામે જોઈને) અહો! આપણે તો ગરબા નજીક આવી પહોચ્યા! શો મોહક દેખાવ! શુ કંઠમાધુર્ય! શાંત સમયને શોભાવનાર સ્વર્ગીય દેવીઓજ!

**વાંકજી**—અહાહા ! શી સુંદરીઓની મનોહરતા ! શરીર પગના વસ્ત્રોને બંધ બેસતા ને આકર્ષક છતા મર્યાદા સચવાય તેમ પહેરવાની શી ખુબી ! નૂપુર અવાજે મધુર સગીત કરતા ક્રુમ ક્રુમ વરણા નાજુક ચરણો ભરવાની તેમની શી ચતુરાઈ ! મદપુરણ અવસ્થામા ઝોલા ખાતા જોબનને લીધે લચકાઇ જતી તેમની નાની શી કટીનો શો લહેકો ! પોતાના સર્વાંગને ખુબીદાર રીતે નીચુ અમળાવીને મુગ્ધત્વ યુક્ત સુહાસ્ય કરતા મુખ સાથે નીચુ જોઇને તાળી પડવાની શી છટા !

અહા ! જે જે પુરૂષો આ મૃણાલિનીઓને ગૃહિણી બનાવી તેનું સર્વાંગ માધુર્ય અનુભવી, તેની સ યોગમા અલ્પ થઈ જતી રાત્રિઓને પસાર કરતા હશે તેમના ભાગ્યની શી પ્રરિસીમા !

**વારણજી**—તેમનો કેવો મધુર કંઠ ! યોગ્ય તાલ મુજબ નૂપુર યુક્ત પગ સાથે ઠોકવાથી ઉપજતી કેવી રમ્યતા ! ચાલો તેઓ શુ ગાય છે, તે સાભળીએ (એક તરફ ઉભા રહી સાભળે છે.)

**( સ્ત્રીઓ. )**—

**( ધીમા ધીમા ચાલોને મારા પ્રાણુરે એ રાગ )**

રમે રમે રસિકવર રાસ રે, અલબેલી વ્રજનાર પ્યાર ઘેલી દિસે,
હર્ષ હેલી વિષે, ખુબી ખાસ રે;
ધીમા ધીમા ભૂલ્યા મુનિ ધ્યાન રે, શિવે સાધી સમાધી મુકાવી સહી,
ત્રણ ભુવન મહી થયુ જાણ રે ધીમા૦
નેત્ર ચપલ કચન ચુડી, ચંપાવરણા ચીર,
રાસ રમે સહ રાધિકા, સુંદીર શ્યામ શરીર
મશ્રુ ચમકાવી મોહન મધુર હસે, છબી મનહરતી મોહનની મનમા વસે,
બ્રજરામાન. અંગ રગ ધારી રસે અવિનાશરે રમે૦ ૧

ઝળહળ ઝળકે વીજળી, ચળકે ચીર કિનાર,
ચોગમ ચિતહર ચંદની, કૉર્રીટ થયો દિનકાર
ચાર સાહી ચાહીને ચતુરા ફરે, પુષ્પમાળાના ભાર પ્યાર ધારી કરે,
મંદહાસ્ય કરી મોહન મનડું હરે, શો વિલાસરે રમે૦ ૨

કુમકુમ ચરણે ચાલતી, ચપળાનો ચમકાર,
ફરફર ફરતી ફુદડી, ઝાંઝરનો ઝમકાર,
ઝીણી કુમ કુમની રેખા કપાળે કરી, હાર હીરે જડેલા હૈયામાં ધરી,
અલબેલાથી આંખ પ્રેમભાવે ભરી, છે ઉલાસ રે. રમે૦ ૩

મોહનજીની મોરલી, મોહક સુર મધુર,
સ્થંભ્યા જળ થલ અનિલને. સ્થંભી ગયા શશી સુર,
ચંગ ઉપંગ મૃદંગ નૃત્ય કરતા નમે, તાલ મંજીર પખાજ સાજ
સારો ગમે,
વ્રજરામા રસિક રંગધારી રમે,-પ્રીતિ પ્યાસરે રમે૦ ૪

ધન વૃંદાવન વન તને, ધન રજની ધન રાસ,
ધન ચાંપી રજ પદતલે, ધન જેનો વ્રજવાસ
કેસર કુમકુમ કસ્તુરિથી થાળી ભરી, કરૂં સેવા સ્વીકાર પ્યાર પ્યારા ધરી,
હરિશંકરના નાથ હૃદે રેજો હરિ એ અભિલાષરે રમે૦ ૫

**વાંકજી**—અહાહા ! શું રસભર્યું વર્ણન, અને કોકિલને તુચ્છકારી કાઢે એવો એમનો સુર !

**વારણજી**—અત્યારે પણ આ સંગીત આટલું મધુર લાગે છે એ ચંદ્રિકાવાળી રાત્રિમાં કેટલું મધુર લાગતું હશે ! અત્યારે રસ તો જાણે એમના હૈયામાંથી બહાર રેલાતો હોય ને ? વળી આ તરફ સરવરના શાંત અને સ્વચ્છ જળમા ઝળહળતા બાળ રવિના કોમલ

કિરણો તો જાણે સૌંદર્યનોજ સાગર વિલસાવતા હોય ને ' અહા ' પ્રભુ ' તારી શી અદ્દભુત રચના શક્તિ ! પરંતુ ક્યા ભાગ્યશાળી આવી શાંત સુધાનુ પાન કરે છે ? અત્યારે પ્રત્યેય સૌંદર્યનો સાગર એકત્રિત થએલો છે જેથી એ પક્તિ સાર્થક થાય છે કે —

**क्षणे क्षणे यन्नवता मुपैति । तदेव रूपं रमणीयतायाः ॥**

વાંકજી—અહો ' પેલી સુદોર સુદંરીઓને જોઇ કે ? સાપની શ્યામતાને શરમાવતો નીવિર્બંધ સાથે નૃત્ય કરતો તેમનો કેશકલાપ અનેક અસ્થિર જનોના ચિત્તને બહલાવતો છતો તેના પારદર્શી બારીક વસ્ત્રમાંથી દેખાઈ આવે છે આવી સુદરી જો પાતિવ્રત્યથી અલંકૃત હોય તો ખરેખર ઇદ્રને પણ તેથી ડરવુ પડે અને તેની, અને તેના પતિના ભાગ્યની તો સીમાજ નથી એમ કહી શકાય

---

## પ્રકરણ ૨ જું પ્રીતિની રીતિ.

---

( વાંચો વિનોદશાસ્ત્રી બેઠેલ છે, વાંકજી ઝડપથી પ્રવેશ કરે છે. )

વાંકજી—શાસ્ત્રં જી ' જય ' જય '

વિનોદ—પધારો વીરવાંકજી, બેસો,

વાંકજી—( બેસીને ) શાસ્ત્રીજી, કહો કે ' ખોટુ લાગવાનુ નથી ' તો કંઇ વાક્ય પ્રહાર કરૂ.

વિનોદ૦—ખુશીથી કહો મિત્ર પાસે બોલવાનુ છુપાવવુજ નહિ, જ્યારે તેને શિક્ષા કરવી હોય ત્યારેજ તેનાથી જુદા રહેવુ, કહ્યું છે કે

સજા શિરોમુંડન દાસી કેરી,
અભાષણે મિત્રમજા પચેરી,
જ્વરો મહીં લાઘણુ એ સજા છે,
આ દંડ સૂવુ અળગી શય્યાએ.

વાંકજી—હમણા આપની કૃપાદષ્ટિ ઓછી જણાય છે

વિનોદ—(ઉત્સુકતાથી) કેમ જાણ્યુ ભાઈ?

વાંકજી—(ગંભીરતાથી) હુ ધારતો હતો તેવા પ્રેમી તમે જણાતા નથી તમારામા સ્નેહનો ઉછળાઈ જતો પ્રવાહ અવિરત વહન કરતો નથી કે જે મિત્રની મિત્રતા પોષક અને દીપક છે

વિનોદ—(શાન્ત ચિત્તે) એ અનુમાન તમે શા ઉપરથી નિર્મિત કરો છો

વાંકજી—અમે તમારી વિદ્વતા કે ગુણો સારા માનીને તમારા મિત્ર બન્યા પણ તમારે તો 'નવે નવુ નવ દહાડા' પછી આવકાર કે કશુ મળે નહિ 'આવ્યા શોક તો નાખ્યા વખારે' વળી કહ્યું પણ છે કે,

"અંતરથી આદર નહિ, નહિ નયણામા નેહ.
તે ઘર કદી ન જાઈએ, કંચન વરસે મેહ."

હોય, અમારા જેવા તમારે અસંખ્ય મિત્રો લટકતા હોય, તારાગણોમા વીંટાયેલ ચંદ્ર કુમુદની, તે દિનકર કુંજની આદર દષ્ટિને કયા લેખવે છે

વિનોદ૦—(ગંભીરતાથી) ખરેખર' વાંકજી તમે ભુલો છો. મારા અંતઃકરણમા શુ છે તે તમે જાણી શક્યા નથી, મારૂં અંતઃકરણ એક સરખા પ્રેમ વહનથી સદૈવ પ્રવાહિત છે. પણ જ્યાં

પ્રેમની શુદ્ધતા માનીને આપણે મિત્ર તરીકે અંગીકાર કર્યા, પછી ન-ઠારની આવશ્યકતા રહેતી નથી.

સોરઠા

શુદ્ધ સ્નેહમાં યાર, સ્થાન નહિ સત્કારને,
એ સૌ વૃથા વિચાર, આવો બેસો આવજો.

---

વળી જ્યાં શુદ્ધ પ્રેમ છે ત્યાં આવી જાતનો ભાન કેમ હોઈ શકે ?

---

જ્યાં શુદ્ધ પ્રેમ તણી જ્યોતિ પ્રકાશી રહે છે,
ત્યાં સ્વાર્થ વે'મ ક્ષણ કેમ ટકી શકે છે,
જાગ્યો જ્વલિત જહીં જોગ ભર્યો દૃગનું,
ત્યાં ભસ્મ ઘાસ જયમ અલ્પ ક્ષણે થવાનું



માટે સમજ્યાને મારા મહેરબાન ! ઉપરથી મીઠું મીઠું બોલીને ખુશ કરવાની આવશ્યકતા એજ પ્રેમની અપૂર્ણતા છે. ખરા મિત્રના લક્ષણો સંતજનો કહે છે કે—

**पापा न्निवारयति योजयते हिताय ।**
**गुह्यं च गूहति गुणान्प्रकटी करोति ॥**
**आपद्गतं च न जहाति ददाति काले ।**
**सन्मित्र लक्षणमिदं प्रवदन्ति सन्तः ॥१॥**

( પાપને નિવારે, હિતને રસ્તે યોજે, મિત્રની ગુહ્ય બાબતો છુપાવી તેના ગુણો પ્રકટ કરે, દુઃખમાં તજે નહિ, ને વખત પર જોઈતું આપે એ સન્મિત્રના લક્ષણો છે )

વાંકજી—વાહ, પણ એવો મિત્ર પસંદ કરવો એ મુશ્કેલ કાર્ય છે પ્રથમ જે બહુ લાયક જણાતો હોય તેમાથીજ પરિણામ વિષવૃક્ષનુ થાય છે

શાસ્ત્રી—એતો કહ્યું છે કે—

**आरंभ गुर्वी क्षयिणी क्रमेण । लघ्वीपुराहृद्धि मती च पश्चात् ॥**
**दिनस्य पूर्वार्ध परार्ध भिन्ना । छायेव मैत्रीखलसज्जनानाम्॥१॥**

( દિવસ પૂર્વાર્ધની છાયાની પેઠે ખલ લોકોની મૈત્રી આરંભમા લાંબી ને ક્રમે ક્રમે ઘટતી જાય છે. દિવસના પાછલા ભાગની છાયાની પેઠે સજ્જનની મૈત્રી આરંભમા થોડી ને પછી ક્રમે ક્રમે વધતી જણાય છે )

પ્રથમ પરીક્ષા કરીનેજ પ્રેમ બાધ્યો હોય તો પછી પસ્તાવાનો સમય આવે નહિ. ને જો પ્રેમ બાધ્યો તો પછી તેને જીવનપર્યંત નિભાવવોજ

મનહર

પ્રથમ કસોટી કરી ખરી શુદ્ધ પ્રેમ ધરી,
મિત્રનું પવિત્ર નામ પછી બા'ર પાડજો,
બાધીને મિત્રાઇ સુખદાઇ ન જણાઇ સારે
તરત તોડાઈ તેવા દંભ ન દેખાડજો,
પાન ચાવનાર મુખે અંગાર આરોગનાર
ગમાર એ પ્યારના પુરા વગોવનાર છો,
પ્રાણ જતા પ્રીતિરીતિ સાચવો ખચીત ચિત્ત
એજ મિત્ર ચિત્ર બીજા નામ બોળનાર છો.



વળી આ તમારે ભૂલવાનું નથી કે અપૂર્ણ પ્રીતિ હોય ત્યાંજ રસનાના વિનય વડે પૂર્ણતા રૂપે તેને જણાવવાના મનુષ્યો યત્ન કરે છે. કૃત્રિમ સંબોધનોથી પ્રેમની સાબીતીનો દેખાવ આપવો એ હાસ્ય પાત્ર છે

જ્યાં પ્રેમ રૂપ પ્રભાકરે નિજ પુણ્ય ઓજસ પાથર્યું,
કૃત્રિમતા–અંધારનું કંઈ જોર ત્યાં જામે ખરૂં,
નિશ્ચે ભલી જ્યાં દંપતીની પ્રેમથી ભરપુર છે,
મકી સ્વાર્થ લાલચ વે'મનો ત્યાં નાશ જાણુ જરૂર છે

---

પરંતુ અત્યારે પતિપત્નીઓમાં પણ પ્રેમનો અંશ નથી પણ મોહનો છે

**વાંકજી**—હા ! હું જ્યારે કૉલેજમાં અભ્યાસ કરતો હતો, ત્યારે અમારા અધ્યાપક સાહેબ એક વખત બધા વિદ્યાર્થીઓ સાથે ફરવા ગયા હતા, ત્યાં અમે વાતચીત કરતાં કહ્યું કે હવે વેકેશન પડવાને થોડાજ દિવસની વાર છે, પછી ઘેર જવાને તૈયાર થઇશું એ દિવસ કેવો આનંદપ્રદ હશે ? અમારા અધ્યાપકે મશ્કરીમાં કહ્યું, કે ઘેર લખ્યું છે ને કે ' અમે રાત્રીના બાર વાગ્યા ઉપર ૩૦ મિનિટે આવીશું' આથી બધા હસી પડયા એક જણે કહ્યું, કે સાહેબ, જન્મભૂમિ અને ઘર ઉપર તો પ્રેમ કોને ન હોય ? પ્રેમાકર્ષણ એ શું ઉત્કંઠિત બનાવતું નથી ? અધ્યાપકે કહ્યું, કે તમો તમારા બૈરા છોકરાને મળવા માટે કદાચ બહુ આતુર હશો. પરંતુ તમારો તેમના પ્રત્યે પ્રેમ નથી પણ મોહ છે પછી તેમણે પ્રેમ ને મોહ પર વિવેચન કર્યું, તેને અંતે અમે સમજ્યા કે ' ખરો પ્રેમ તો પરમાત્માનું સ્વરૂપ છે તેમાં વિષયેચ્છાની છાંટ નથી હોતી તેમાં આત્મઐક્ય થાય છે. શૃંગારની

ભાવના જેમા ઓતપ્રોત છે તે પ્રેમ નથી પણ મોહ છે મનોરમા પત્નીના સૌંદર્યમા લુબ્ધ થએલ પતિ પોતાનો પ્રેમીપણાનો દાવો કરતો હોય તો તે મૂર્ખતા છે તેનામા એ ભાવના મોહજન્ય છે. અને મોહ જતો રહેતા તેનો તે પ્રેમ બહુ શિથિલ થઇ જાય છે.

**શાસ્ત્રી**—અપૂર્ણ પ્રીતિવાળી સ્ત્રીઓ ખાસ કરીને 'વહાલા' પ્રિયતમ ઇત્યાદિ સબોધનોથી મૂર્ખ પુરૂષને સ્વાધીનમા લઈ સ્વેચ્છાએ પ્રવર્તે છે તેમ પુરુષો પણ સ્ત્રીઓ તરફ વર્તે છે એમા કૃત્રિમતા વધારે છે શુદ્ધ અને દિવ્ય પ્રેમી દંપતીમા એવા કૃત્રિમ પ્રેમસંબો-ધનો જોવામા આવતા નથી તેઓ પૂર્ણતામા છે, તેથી તેમના અંતઃક-રણો નૈસર્ગિક નિર્મળ સ્નેહસુધામા ઝીની રહ્યા છે ત્યા પેલા કૃત્રિમ પ્રયત્નોને અવકાશ મળતોજ નથી

હૃદયનો સત્કાર વણમાગ્યો પ્રેમીઓના અંતઃકરણોમા થતો રહે છે, તે પછી બીજા કોઇ પણ સત્કારની તેમને આવશ્યકતા નથી,

આ ઉપરથી સત્કારની આવશ્યકતા સંસારમા છેજ નહિ. એમ હુ તો કહેતો નથી જેમના અંતઃકરણો પ્રેમમયજ છે, તેમને માટે એ વાત છે

નેહ ઝરે છે નિરખતા, નયણે તે નિરખાય,
ત્યા વાણી આદર તણી, જરૂર જરા ન જણાય

**વાંકજી**—મંદહાસ્ય કરતી સ્ત્રીઓ વડે પ્રેમાવેશના પ્રેમસંબો-ધનો જે પતિના આનંદમા ઉત્તેજક છે, તે શુ કપટ રૂપજ'

**વિનોદ**—ઘણે ભાગે એમજ' દિવ્ય પ્રેમ છે, ત્યા એ કૃત્રિમ-તાનો નાશ કુદરતી છે પૂર્વકાલમા 'આર્યપુત્ર' અને 'દેવી' ના સાદા પણ ભાવપૂર્ણ સંબોધનોથી વર્તતા દંપતીઓની નૈસર્ગિકતા ક્યાં, અને હાલની નવલકથાઓ કે નાટકોમા અને તેના અનુકરણે યુવાન

દંપતીઓમા દર્શાવતી પ્રેમની કૃત્રિમતા ક્યા ? એ નાટકો આદિથી જેનું મન ભ્રમિત થયુ છે, એવો યુવક ધારે છે કે, 'મારી ભાર્યા મને આવા પ્રેમસંબોધનોની ક્યારે ધન્ય કરશે ?' એ સંબોધનોથી થતો વિવેકહીન હાસ્યપાત્ર ખ્યાલ તેના લક્ષમા નથી આવતો, અને પરિણામે આત્મીયએકતા ન થતા કલહ ઉત્પન્ન થાય છે.

એ યુવકોએ જાણવુ જોઇએ, કે પતિને સહેજ દુખ થતા જેની છાતી ચિરાઇ જાય છે, એવી આર્યકુલરમણીઓના નૈસર્ગિક દૈવી પ્રેમને તમે પિછાણીને ભોગવશો, તોજ સ્વર્ગ અનુભવશો અ-ગ્રેજી વેશનુ અનુકરણ કરવા યત્ન કરતા અને તેને લીધે શાખામૃગ જેવા દેખાતા આપણા ઉછરતા યુવકોનુ હાસ્યપાત્ર ચિત્ર જે મૂર્ખા-ઈનું સૂચક છે, તેવી ગતિ એ કૃત્રિમ અનુકરણોથી થવામાથી બચવુ એ આપણો ધર્મ છે.

**વાંકજી**—વાહ ! તમે પણ ઠીક અનુભવી સત્યવાર્તા કહો છો પરંતુ તમારી વાક્જાલમા મોહાંધ થઇને હું મારૂ આગમન પ્રયોજન કહેવુ ભૂલીજ ગયો પણ આજે વિધુરાલયમા વાંઢાપરિષદ રાત્રિના બાર વાગે ભરાવાની છે, ત્યા પધારજો લ્યો હુ રજા લઉ છુ

**વિનોદ**—કાંઇ બિચારા વાંઢાઓનો દિવસ વળે એમ કરવુ છે કે શુ ? ઓચિંતુ તમોને આ પરિષદ ભરવાનુ સૂઝ્યુ કેવી રીતે ?

**વાંકજી**—બધા એકઠા થઇને કંઇક પણ વિચાર નક્કી કરીશુ કે આપણું દુઃખ ઓછુ થાય ગઈ કાલે મે મનમોહક રમણીઓને સરતટે ગરબા ગાતી જોઇ, તેઓ મારા સામુ પણ જુએ નહિ, એવી રમણીઓના આવા મધુર યૌવનનો તેના ભાગ્યશાળી પતિઓ યથેચ્છ ઉપભોગ કરતા હશે, તે સ્મરણ કરતા કોને ઇર્ષા ન થાય ? વળી તેમના પતિઓ અને તે પ્રેમદાઓ પણ પોતાની એ પ્રેમક્રીડાઓ

આપણને બાળવા દેખાઇ આવે એવો યત્ન કરે છે. ખરૂં કહું છું શાસ્ત્રીજી ! એ રમણીઓને જ્યારે પતિસુખના મદમાં ઘેલી થએલી જોઉં છુ, ત્યારે મારૂ તો શેર લોહી સુકાઈ જાય છે. લ્યો બેસો હજુ મારે બીજે સ્થળે કહેવા જાવુ છે

ત્યાંથી નીકળી વાકજી પ્રાથમિકશાળ પાસે થઇને જતા માસ્તર વિંદુરદાસને ત્યા કલહજંગ જુએ છે.

એક વાણીઓ લાંબા હાથ કરીને કહે છે, અરે માસ્તર, તમારે છોકરાને ભણાવવા હોય તો ભણાવો આમ માર ખાવા છોકરાઓને નથી મોકલ્યા સમજ્યા ? ઘેર તો તેની પાસે અમે પાણીનો લોટો એ ભરાવતા નથી

**માસ્તર**—અરે ! પણ તારા છોકરાને થયુ છે શુ ? ન આવડે તો જરા શિક્ષા કરવી પડે મારી પાસે કંઇ ઓસડ છે કે વાટીને પાઇ દઉં એટલે બધુ આવડી જાય ?

**વાણીઓ**—હવે જા જા, આ તારા બાપનો હાથ ઉતરી ગયો. એવુ તે ક્યાય મરાતુ હશે, કે તુજ નવો મારનાર આવ્યો છે ? મોટો તીસમારખાનો બેટો થઇ ગયો છે તે જોયો

**માસ્તર**—ચાલ, જીભ સભાળીને બોલ, મારી નિશાળથી દૂર જા જેમ સાખુ છુ, તેમ વધારે બોલે છે (ક્રોધથી) જા દૂર થા અહીંથી, તારે થાય તે કરી લેજે

**વાણીઓ**—અરે ચાલ, ચાલ, દૂર કરનારી, તારા જેવા તો ત્રણસે ત્રીસ આવી ગયા તે કાઇ છોકરાને મારે એવુ કઈ અનાજ પૂરે છે ? આ હું જાઉં છુ મેજિસ્ટ્રેટ પાસે ફરિયાદ કરવા

**માસ્તર**—અરે મેજિસ્ટ્રેટથીએ આઘો જાને, તને ના કોણ કહે છે ?

**વાંકજી**—અરે શાંત થાઓ માસ્તર સાહેબ ( વાણીઆને ) તમે આ શું કરો છો કચરાશા, તમારા છોકરાનો સ્વાર્થ તો જરા વિચારો ( વાણીઓ બડબડતો ચાલ્યો જાય છે )

શું વિચારે છોકરાનો સ્વાર્થ કપાળ, ઘણાએ માસ્તર આવ્યા, પણ આવા મારનારા તો કયાય ન જોયા

**૨ જો પુરવાસી**—છોકરાના નિસાસા લેવા એ સારૂ નથી

**૩ જો પુરવાસી**—અરે, વળી સારૂ શું થયું છે? જુઓને ત્રીસ વરસ થવા આવ્યા પણ હજુ વાંઢા ફરે છે, બૈરી મળતી જ નથી

**વાણીઓ**—બૈરી નથી એટલેજ તો બૈરીની દાઝ છોકરા ઉપર કાઢવા માડયો છે જનમોજન્મ એ તો વાઢોજ મરવાનો છે વાઢો

**૪ થો પુરવાસી**—જે માસ્તર છોકરાને બહુ મારે છે, તેનુ ભગવાન કદી પેટ ઠારતો નથી પેલા મોટાશકર માસ્તર છોકરાને બહુ મારતા તેને એકે છોકરૂજ જીવે નહિ પછી માસ્તરનો ધધો છોડી ઘેરે ખેતી કરવા લાગ્યા તે ઠેઠ હવે બે દિકરા પણ પ્રભુએ આપ્યા છે

**વાંકજી**—માસ્તર સાહેબ, આ શુ તોફાન છે?

**માસ્તર**—જુઓને સાલા મૂર્ખ લોકો, કહ્યું કે તારે થાય તે કરી લે તોયે પછી બબડાટ કરે છે

**વાંકજી**—હોય, એ તો અત્યારે એમનો દિવસ છે, પણ રાત્રે સાડા બાર ઉપર સવા સાત મિનિટે વિધુરાલયમા વાદ્ય પરિષદ છે, ત્યા પધારજો મારે ઉતાવળ હોવાથી હુ જાઉં છુ લ્યો સાહેબજી

**માસ્તર**—વારૂ, આવજો ( જાય છે )

\+ \+ \+ \+

**દોહરા.**

આજ દિને વાઢા બધા, શે'ર તણા સરદાર,
આવી એક જગે મળ્યા, વિધ વિધ કરે વિચાર.
વાંઢા જે વીર વાંકજી, સર્વોત્તમ સરદાર
જમાદાર એને કર્યો, જબરો જાણી સાર ૧
હારબધ બીજા બધા વાઢા બેઠા વીસ,
મસ્તાની મોટા ઘણા ગએ હૃદયે રીસ.
વાઢા વારણજી વદે, સુણો સર્વ સરદાર,
વાઢે વાંક કર્યો કયો, નવ ઘરમાં નવનાર ૨
જરૂર વગર જરદારને, નાર મળે બે ચાર,
એકજ ચહીએ આપણે, તે પણ નવ મળનાર
કેવો આ કિરતારના ન્યાય પરે અપવાદ
બેઠા શું વ્યાકળ બની, જઇ કરીએ ફરિઆદ; ૩

**વાંઢા વિરાસન**—ભાઈ આપણા પૂર્વના સંસ્કારજ એવા પૂર્વે જેવું કરેલું તેવું આ ભવમાં પામવાના એમાં વીરત્વ વાપરે શું દહાડો વળે ?

**भाग्यं फलंति सर्वत्र न विद्या न च पौरुषम् ।**
**पाषाणेन कुतो विद्या येन देवत्व मागतः ॥ १ ॥**

( બધે ભાગ્ય ફળ આપે છે, નહિ કે વિદ્યા પુરુષાર્થ પત્થરે ની વિદ્યા પ્રાપ્ત કરી છે કે જેને દેવપણું પ્રાપ્ત થઇ તેનું દેહરામાં પૂજન થાય છે. )

**વાંકજી**—અરે પૂર્વ ને ફુર્વ, એ બધું કહેવાનું છે ભાગ્યને

આધારે બેસી રહીનેજ આપણે કુટાઇ રહીએ છીએ. મારો એક મિત્ર વિચિત્રરાવ. આવીને લાત મારીને પેલા વિશ્વવેરીની વિધવા કન્યા વિભ્રમિનીને ઉપાડી સવેરી લઇ નાઠો તે અત્યારે દૂર દેશમા બેઠો આનંદ ભોગવે છે, ને આપણા જેવા ભાગ્યના ભરોસાવાળાઓ પડ્યા છે કહ્યુ છે કે

**उद्यमेन हि सिध्यन्ति कार्याणि न मनोरथै ।**
**नहि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगा ॥ १ ॥**

( ઉદ્યમ વડે કાર્ય સિદ્ધ થાય છે, નહિ કે વિચારો કરવાથી સૂતેલો સિંહ યત્ન કરે તો શિકાર તેના મુખમા પ્રવેશ કરે નહિ )

**વાંદા વિધિવિલાસી**—વાત વ્યાજબી છે ઉદ્યમને એકે વસ્તુ અસાધ્ય નથી ઉદ્યમ કર્યા વિના તો અહોનિશ અવળા પરિણામ અવલોકવા પડે, અને દૈવને દોષ દેવો પડે વાસ્તવિક રીતે વિધિનો વાંક નથી પણ આપણી ઉદ્યમવૃત્તિના અભાવનો છે ઉદ્યમથી બહુ પૈસો પેદા કરીએ તો પણ લલનાઓ લલચાઇને અર્ધાંગના થવાને આવે

**વાંદો વિપરિતપ્રસાદ**—આપણે નરમ થઇએ છીએ તે માટે વિપરીત પરિણામ ભોગવવા પડે છે " **मृदुः सर्वत्र बाध्यते** " દેવો પણ દુર્બલ બકરાનું જ બલિદાન લે છે, વાઘ સિંહ કે ગજઘોડાનુ લેતા નથી

**अश्वं नैव गजं नैव व्याघ्रं नैवच नैवच ।**
**अजापुत्रं बलीं दद्यात् देवो दुर्बल घातक ॥१॥**

---

**વાંઢા વિક્ષેપદાસ**—આપણે દેશોદેશના વાંઢા એક્યતા કરીને આપણું અલગ યૂથ ઉપાર્જન કરીએ. પછી ગમે તેની કન્યાને ક્ષત્રિવટ ધારણ કરી હરી જવામા આપણને કોણ વિક્ષેપ નાખી શકનાર છે ? કદાપિ પકડાયા ને સજા થશે તો પણ ક્યા પછવાડે બૈરી છોકરા રોવાના હતા ?

**વાંઢા વિમળદાસ**—શુ બધી બાલિશતા ભરેલી વાતો કરો છો ? આપણે બધા પ્રથમ ધર્મરાય પાસે જઇને સ્ત્રી આપવા માટે વિનતિ કરીએ તો શાંતિથી પણ સહેજ સફળતા મળશે જેના તે માટે દેશોદેશના વાંઢા બોલાવી એકત્ર થઇને જવુ જોઇએ

**વીર વાંકજી**—આ સલાહ મને પસદ છે ધર્મરાય મહા ન્યાયી છે બધાએ આ વાત પસંદ કરી અને માન્ય થઇ

---

## પ્રકરણ ૩ જું—વાંઢાવિવાદ.

### દોહરા

પત્ર લખીને પાઠવ્યા, વાંઢા વીસ હજાર,
ન્યાય કરાવા કારણે તર્ત થયા તૈયાર
ધર્મપુરમા જઈ ધસ્યા, ધર્મરાયની પાસ,
વાંઢા સૌ વિનતિ કરે ઉરમા આણો ખાસ ૧
કરજોડી કહીએ અમે, કરો અમારો ન્યાય,
શો અપરાધ અગાધ કે નાર નહિ પરણાય
પ્રેમ પિછાણે પૂર્ણના માણી ન શકે મોજ,
તે મૂરખ નારી પતિ, જેમ ગર્દભ શિર બોજ. ૨
કામી મૂરખ જડપતિ નવ સમજે રસસાર,
રસિક રમણીના હૃદયને બાળે જેમ અંગાર

યૌવન રસ વિદ્યાગુણે, શિક્ષિત મુગ્ધા નાર,
ભૂર ભોગવી ના શકે, પતિ મુરખ સરદાર ૩
કોમળ શિરિષ કુસુમ કે દગ્ધ થતા દેખાય,
કે ચિતાના પવનથી અણુ વિકસ્યા ચીમળાય
કે ભયંકર ભારમા ચિતહર ફુલ ચપાય,
જોતા શુના સજ્જનના જિગરો જખમી થાય ૪
એવા આ અવની વિષે વરતે છે અધેર,
છતા બિચારા વિધુરપર કેવો વરતે કેર
જોર અમારૂ જગતમા વાધ્યુ અપર પાર,
તે કરવા ઓછુ તમે ત્રિયા દીઓ તત્કાળ ૫
જોરૂ વીણુ અમ જોર તે શરીર મદી ન સમાય
ક્રોધ કરીશુ કારમો પરલે પૃથ્વી થાય
વિધૂરસે વાઢા વડા વાઘ સમા વિકરાળ,
વરતાશે તો વિશ્વમા વેગે હાહાકાર ૬
નારી ઘરબારી તણી અધર ઉપાડી એમ,
નાસી જતા નગરમા ત્રાસ વરતશે તેમ
તે માટે રસ્તો તમે તરત કરો કિરતાર,
નમન કરીને નેહથી યાચીએ અત્યાર ૭

---

વિદૂષક—જોર ઉભરાઇ જતુ હોય તો આજ સુધી કયા દબાઇ ર્હ્યુ હતુ ? હજુ સુધી કઇ નવા જુની તમે ચલાવી નથી

**વારણજી**—

નાર વિના નિત નવનવી વેઠી વિપત અપાર,
કાયર કંઠ લગી થયા, હઠયો મુમત હકાર.

એથી વાઢા અવનીમા, કરી શકે નવ કેર,
વધુ વિપદ્દવશ નો'યતો નક્કી કરી નાખે જેર ૮

**પ્રધાન ચિત્રગુપ્ત**—તમે નારી વગર એવી શી વિપત્તિ વેઠો ા કે જેથી તમારા શરીર સુકાવાને બદલે પુષ્ટ થાય છે, અને ગુણો તથા સામર્થ્યનો સહાર થાય છે

**વાંઢા વિપદ્ગ્રસ્ત**—અરે મહારાજ, એકલા જણથી શુ ગો ાંુ કહી શકાય તેમ છે? શેષનાગ પણ યથાર્થ વર્ણન કરવાને અ-ન છે તો અમારૂ કોણ ગજુ ?

**ચિત્રગુપ્ત**—દરેક જણ પોતપોતાનુ થોડુ થોડુ દુ ખ કહી જાઓ, ાથી થોડુ ઘણું અમારા જાણવામા તો આવે

**વિદૂષક**—તમે બધા કહી રહો, એટલે મને મારી પણ અલ્પ ી ચર્પટપજરી કહેવા સમય આપજો, કે જેથી તમારૂ કાર્ય થાય, મારૂ પણ દુ ખ જાય

**વાંઢા વારણજી**—અમારા અનાવૃત સકટો અતિવ્યાપ્તિ વિનાજ ાગવિહિત છે એક જણના મુખનુ વર્ણન નિર્ભર્ત્સનાનુ ઉપાર્જક ઇ પડે છે, તેથી આપશ્રીએ કરેલ હુકમ યોગ્ય છે જો કે પર્યાપ્તિ ા એ સકટોની થવાનીજ નથી તોપણ હું થોડુંક કહુ છુ

મનહર ૭૬

દુ ખ શુ દેખાડુ જાણે, પ્રાણ હું પાડુ પરાણે,
ત્રિયા વિણ ટાણે નહિ ભોજન પમાય છે,
ધધો કરી આવુ બળ્યા ઝળ્યા ભાખરા બનાવુ,
ખાત પીણુ ખાવુ ખરે શરીર ખવાય છે,
અમે સરદાર બની બધે ફરનાર પણ,
ઘેર પાણી આણી રાણી રૂપે રહેવાય છે,

સુખ ન સંસારમાં લગાર લેખનાર અમે,
જિંદગી અમારી નારી વીણ વૃથા જાય છે 1

---

**વિદૂષક**—પાણી ભરે એ બધી રાણીઓ કહેશો તો તો મેઘ-રાજાને પણ રાણી તરીકે ગણવા પડશે વળી ઘરમાં બૈરી લાનો માગતી હોય એવાઓ પણ બહાર તો ફાકડા બની રૂઆબથીજ ફરે હો કે !

**વાંઢા વિચિક્ષણ**—વળી મહારાજ, પોતાના આવાસમાં નીતિથી રહેવા છતાં અમારી કિંમત જનસમાજે કોડીની આંકી છે, એ કેવો અન્યાય !

છે એ વાંઢા ગાંડા એનો સંગ છાંડો રાંડો કહી,
તપેલાને તાવવા અરેરે શા ઉપાય છે ?
અમે સારા ખાસ પણ અમારા વિશ્વાસ વણ,
આપે લોક આળ ગાળ તત્કાળ ખવાય છે
વચન અમારૂં સારૂં તે પણ ખારે નઠારૂં,
ગરજ ન રજ, બારૂં બોલવાનું કયાય છે ?
બાઇડી વિનાના ભાળી નાખ્યા નાત બાર ટાળી.
ખરેખર નરનું નસીબ નારી માય છે 2

---

**વિદૂષક**—બાઇડીવાળાને અને વાંઢાને તે મેળ શાનો હોય, દા-રૂને દેવતાને સાથે રાખતાં કોઇને સલામતીનો વિશ્વાસ રહેજ કેમ ? વળી સ્ત્રીઓ, રાજાઓ, ને વેલીઓ, જે પોતાની પાસે રહે છે, તેનેજ વીંટળાઈ જાય છે, માટે કહ્યું છે કેઃ—

आसन्नमेव नृपति भंजते मनुष्यं।
विद्याविहीन मकुलीन मसंगतं वा ॥
प्रायेण भूमिपतयः प्रमदा लताश्च
यः पार्श्वतो वसति तं परिवेष्टयन्ति ॥

---

વાંઢો વિપુલાચર—મહારાજ, ઐની વાળાઓને અમારૂ બોલવું પરિહાનપાત્રજ ગણાય અને હસવુ આવ્યા વિના અન્યથા અમર તેમને ન થાય પરંતુ આપની સહૃદયતામા અમે વિશ્વાસુ છીએ

નથી રહેવાતુ મારૂ સંકટ સમાતુ નથી,
નારી વિણુ મારી કોણુ ખબર લેનાર છે.
સુખની તો મેર કેવી જિંદગી આ ઝેર જેવી,
ઠેર ઠેર લેર ઠોક ખાવાની અપાર છે
નાર રૂડી ન્યાળવાથી ઝાળ ઉઠે કાળજેથી,
દીકરી દેનાર તણુ કલ્યાણુ થનાર છે,
અમારી કમાઈ ખાઇ કૃપાળુ કરો જમાઈ,
રામની દુહાઇ ભાઇ તોય ઉપકાર છે 3.

---

વિદૂષક—વાહરે તમારી ઉદારતા ! વાણીઆઓએ જીવ બચાવવા ચોરોને કપડા-ઘરેણા આપી દઇને દાન કરવાનો યશ લીધો !

વાંઢો વિલ્લાસમલ્લ—

બની નાથ ગોરી સાથ ચોરીમા ચાપીને હાથ,
જમાડે કંસાર યાર પ્યારનો પ્રકાર છે;

ઢોલ ને નિશાન જાન ગોરીના મંજુલ ગાન,
હાય ! એવા મારે કદી વાજા વાગનાર છે !
નાર તણા સ્વપ્ન આવી ભ્રમિત દીએ બનાવી,
તપેલાને તાવી ને સતાવી મારનાર છે,
દયા લાવો પરણાવો વધુ ન તમે નપાવો,
પુત્રીના પિતાની પાસ વાંઢાનો પોકાર છે ૪

---

**વિદૂષક**—હવે વાજા અને નિશાનનો શોખ હોય તો થોડા ખર્ચ વગેરે ભોગવી શકશો. શેર દોઢશેર રૂપીઆ માટે ત્રણ મણના રોગની પીડા શાને વહોરો છો ? સ્વપ્ના આવતા હોય તો નિયમે કસરત કરો. પણ તે ખાતર દીન વચને મને 'આપો' 'આપો' એવું શું કહો છો ?

**तीक्ष्ण धारेण खड्गेन वरं जिह्वा द्विधाकृता**
**न तु मानं परित्यज्य देहि देहीति भाषणम्**

(તીક્ષ્ણ ખડ્ગ વડે જીભને કાપવી સારી, પણ માન તજીને મને દે દે એવુ ભાષણ કરવુ તે ઘણું હલકુ છે )

**तृणादपि लघूस्तूल स्तूलादपि च याचक ।**
**वायुना किं ननीतोऽसौ मामयं याचयेदिति ॥१॥**

**ચિત્રગુપ્ત**—વાત તો વિદૂષકની પણ બરાબર છે મનને જેટલુ નબળુ બનાવ્યુ હોય તેટલુ બને

**વાંઢા વાલુકાપ્રસાદ**—મહારાજ, આપ શિરછત્ર થઇને અમારી મશ્કરી કરો તે ઠીક કહેવાય નહિ. આ જેવી અમૂલ્ય ચીજની પ્રાપ્તિ

નમે વાજા એ એક આનદદર્શક ચિહ્ન છે. વાજિત્ર શુ વામાની વિલાસવર્ધક હાજરી વિના આનદ આપવાના હતા? કદી નહિ

પધારતા પતિ અતિ પ્રેમથી સત્કારનાર
રાહ જોતી નાર ઉભી દ્વારમા દેખાય છે,
ચાપતી ચરણ શ્રમહરણ કરણપ્રિય
મધુરા વચનના સ્મરણ સુખદાય છે,
એ જોઇ અથારી રોઇરૈન સારી વીત નારી,
કાળજે પથારી કારી કટારી જણાય છે,
સેજ ખાવા ધાય મેણા મારે છે પલગ હાય,
જુવાની કુમારી મારી આજ એળે જાય છે 5

---

વિદૂષક—ચરણસેવા હાથથી કે લાકડી કરતી તો હશે, પણ પલગને વાચા પ્રકટે એતો આજ નવાઇનુ સાભળ્યુ!

ચિત્રગુપ્ત—દિવસના વખતમા તમારા વર્તન તરફ જોનાર કોઇ પણ વ્યક્તિ તમને આનદના તડાકા મારતા, પ્રેમભર્યા વાતો અવ્યક્ત સગીત ઉચ્ચારતા, કે મદભર મહાલતા જોઇને તમે દુખી છો એવી કલ્પનાને પણ કેમ સ્થાન આપી શકે?

વાંઢા વિધિપ્રસાદ—'અતિ દુખિયાને દુખ નહિ' જે દુખ સદાયનુ થઇ પડ્યું તેને પછી દુખ ગણી ઝુરનાર માણસ મૂર્ખ અને સ્વનાશકર્તા છે. કોઈ પણ રીતે મનને આનદ આપવા પ્રયત્ન કરવો એ મનુષ્યનુ સ્વાભાવિક લક્ષણજ છે. બાકી આવી ઉપાધિઓમા આનંદ ક્યાથીજ હોય?

પ્રભાતે ભરવું પાણી કરવા જવુ કમાણી,
મોજ નહિ માણી મનગમતી લગાર મેં;

ગાલ પર ઘોલ મારી લાલ મુખ રાખવાનુ,
દુખ મારૂ દાખવાનું કયા સરકાર મેં.
સાંજે ઘેર આવુ જ્યારે, લાવુ ભરી પાણી ત્યારે,
રાંધણું રંધાય હાય, ભારે દુખભાર છે,
વીતેલી તે જાણે બીજા આણે અહંકાર પાર,
કો દિન ઠેકાણે નહિ વાદા કરનાર છે.

---

**વિદૂષક**—અહોહો ! રાંધવાનીજ ફક્ત અડચણો છે ને ! મારા જેવો એક મોદકપ્રિય રસોયો રાખી લેવો કે બેડો પાર ! વળી કલમ કડછી, ને બરછી એ ત્રણમાંથી એકાદ કળા તો મનુષ્યે સાધ્ય કરવી જ જોઇએ

**વીરવાંકજી**—અરે મહારાજ, રસોયો રાખીએ તેટલું દ્રવ્ય હોય તો શું જોઇએ ! એમતો હું આવો ફાકડો મરદ છુ, અને મારી પાસે જો પાંચ હજારની પણ મુડી હોત તો હું એકવાર એક રાજાની પ્રભાવતી નામની કુવરી પરણી લાવવા સમર્થ હતો, પણ પૈસા વગર કે પાટો બંધાય ? જો ચારણીમાં પાણી રહે તોજ વાદાના હાથમાં પૈસા રહે અને જો રહે તો તેઓ વાદા રહેવા પામેજ નહિ

નારી વીણુ પાણી ફરે કોડની કમાણી પરે,
જોરૂ વીણુ નર જરદાર ન જણાય છે,
પુરુષ કમાય થાય પ્રેમદાથી વ્યવસાય,
તોજ કરકસરથી સંગ્રહ કરાય છે.
કમાય હજારી પણ ભિખારી સમાન ભમે,
દેખવુ ન ગમે ઘણું ઘરતો ગંધાય છે

સુઘડાઈ સ્વચ્છતાઈ નારીથી રખાય ભાઇ,
સ્નેહની લીલા રચાઇ હૃદય રિઝાય છે ૭

---

પિયર પધારે જ્યારે પ્યારી પાચ દિન ત્યારે,
ગૃહસ્થો વિચારે એની જરૂર અપાર છે
આખનુ અપાર મૂલ આધળો કરે કબૂલ,
ભાળતાને ભૂલ મહીં લેશ ન વિચાર છે
રમાપતિ રવિ શશી શકર વિદેહી વળી,
સુરેશે બ્રહ્મેશે માન્યો સુન્દરીમા સાર છે,
હું તો દિકરીનો દાવો કોપર કરૂ બતાવો,
લેવરાવો લાવો એમા પુણ્ય પારાવાર છે. ૮

---

વિદૂષક—એમ તો કંઇ કહેવુ નથી ! હુ તો જ્યા સુધી વાદાના માનનીય પદે વિરાજમાન હતો, ત્યા સુધી તો મારા ગજવામા બે ચાર આનાના પૈસા કોઇવાર નજરે પડતા પરતુ ગૃહદેવીથી અલંકૃત થયા પછી તો જેમ પખીના બચ્ચાને તેમ પૈસાને પણ પાંખો આવતી જણાય છે ગૃહદેવીને જો હાથ જોડીને એનું કારણ પૂછીએ તો ખરા જવાબની આશા રાખી શકાય ખરી કે ? એ તો

**अनृतं साहसं माया मात्सर्यं चातिलुब्धता ।**
**निर्गुणत्व मशौचत्वं स्त्रीणां दोष स्वभावजाः ॥**

( જુઠ, સાહસ, મોહ, ઇર્ષા, લુબ્ધપણુ, ગુણહીનતા, અપવિત્રતા એ સ્રીના સ્વભાવજન્ય દોષ છે )

વળી હું તમોને એક ઉપાય કહું, તમે એમજ માનજોને કે આપણા શ્રીમતી ગૃહિણી શ્રી પોતાને પિયર પધારેલા છે.

**વીર વાંકજી**—સાભળો મહારાજ, શાસ્ત્રમા પણ પુત્રહીનને સ્વર્ગથી વિમુખ રહેવુ પડે છે એવું વચન છે અમારે કઈ રીતે શાતિ કે સુખ મેળવવું તે અમે સમજી શકતા નથી

**ધર્મરાય**—પૂર્વના કુકર્મો દળવા માટે, અને પુનર્જન્મમા પરમ સુખની પ્રાપ્તિ થવા માટે શુદ્ધ ચિત્તથી ઇશ્વર પરાયણ રહી વાસના રહિત બનો સસારમા જન્મ લેવાનુ ખરૂ સાર્થક સ્ત્રી સાથે વિષય રમવાનું નથી, પરંતુ જિતેન્દ્રિય રહી આત્મબળની પ્રાપ્તિ દ્વારા અક્ષયધામ પ્રાપ્ત કરવાનું છે

સ્ત્રી કે વિષય તરફનુ આકર્ષણ તે પ્રેમ નથી, પણ મોહ છે પ્રેમ તરીકે કહેવાને તે યોગ્યજ નથી પ્રેમ તો પરમાત્મા પરજ હોઇ શકે અને પ્રેમ એજ પરમાત્માનો અંશ હોવાથી તે રૂપજ છે

**વાંકો વિધિપ્રસાદ**—મહારાજા,બ્રહ્મા, વિષ્ણુ, ને મહેશ સરખા પણ સ્ત્રી વિના શ્રીહરિને ભજી શકતા નથી, તો અમારૂ કોણ ગજુ!

પાસે હોય નારી પ્યારી, તો ભજાય ત્રિપુરારિ,
નહિ તો ન ભજનમા ભાવ રહેનાર છે,
ત્રિયામા છે તાન ત્યા તો શાનું ભગવાન ભાન,
કામના વિકારને ન વિભુ વારનાર છે,
જ્યારે કામ વ્યાપે ત્યારે સુઝે નહિ સારૂ સારૂ
રામને વિસારે દુરાચારે દોરાનાર છે,
રટવાને રામ આમ કામ પેલુ કામનીનુ
માનની વિનાન મન સ્થિર રહેનાર છે ૯

---

**વાંકો વિયોગદાસ**—આપજી, હુ તો હંમેશા બૈરીનુજ નામ

જતુ છુ 'વદે દેવ મુમાપતિં' ને બદલે બીજોજ શ્લોક મે તો ગોઠવ્યો છે

**શાર્દૂલવિક્રિડિત.**

કાતા કામિની ને કલત્ર અબળા યોષિત અર્ધાંગના,
ભાર્યા ભામિની પ્રેયસી પ્રિયતમા પત્ની પ્રિયા પ્રેમદા,
એરી માનિની ને મૃગાક્ષી મહિલા વામા વનીતા વળી,
દારા ને દયિતા લલિત લલના, શ્યામા ત્રિયા સુદરી

---

વળી મહારાજ ખરૂ જ છે કે પ્રિયા સાથે સૂવુ ને 'પોઢવુ' કહી શકાય, બાકી તો પડી રહેવાનું છે

**સોરઠા.**

મય કમુર્ખોને અ ક, પોઢે જે નર પ્યારમા,
તેને ધન્ય નિઃશંક, ર ક ભલે સ્થિતિ રહે,
પોઢયા તે ભલીભાત, જેને કરતલ કામની,
પડયા રહે છે રાત, અન્ય નરો અ ધારમા.

---

**વાંઢો વિલાપકર**—અરે મહારાજ, અમારાથી આવુ દશ્ય કેવી રીતે જોયુ જાય?

મળી પનઘટ પર માનનીઓ મનહર,
જુવાનીને જોરે મદભર મલકાય છે,
સ્વાનીનું બતાવે સુખ દૂખીને દેવાને દુ ખ,
દેખી ચ દ્રમુખ મારૂ કાળજું કોરાય છે
ત્રિયા ગાહે માઠી તાન ધરી બેસુ બગધ્યાન,
ગુમાવું સ્વમાન લેવા માનનીના માનને,

નાર તણા પ્યાર માટે નાચવા તૈયાર રહુ
હુ પર અરે ન તોય આવી ભગવાનને. ૧૦

---

**ધર્મરાય**—એવા સ્થળે કે જ્યા તમારી ચિત્તવૃત્તિ સ્ખલિત થાય ત્યા જવુજ નહિ એ શ્રેયસ્કર છે દુશ્મનને પ્રથમથીજ દાબવામા નૈપુણ્ય છે.

**વિદૂષક**—વળી ખરી લાગણી જોયા વગર ભગવાન દયા કરતા નથી માટે હમેશા નારી માટે નાચવાનુ કામ ચાલુ રાખો તો કદીક ફળ મળશે

**વાંઢા વિષયદત્ત**—અહો ! પ્રભુ ! એટલા બધા આત્મબળની અમો જેવા પામરમા કલ્પનાજ કેવી અસ્થાને છે ? ઇંદ્રિયોને ઇંદ્રિયોના વિષયમા જતી અટકાવવાનું જો અમારામા સામર્થ્ય હોત તો અમે પણ ભીષ્મ પિતામહ જેવા ગૌરવાન્વિત હોત. આખો દિવસ પરિતાપ અને સંતાપ વિના કોઇ પણ તપની અમારામા આશા અસ્થાને છે વળી મહારાજ વિદ્વાનોએ કહ્યુ છે કે —

**द्रष्टव्येषु किमुत्तमं मृगदृशां प्रेमप्रसन्नं मुखं ।**
**घ्रातव्येष्वपि किं तदास्यपवन श्रोव्येषु किं तद्वच ॥**
**किं स्वाद्येषु तदोष्ठपल्लवरसः स्पृश्येषु किं तत्तनु ।**
**ध्येयं किं नवयौवने ॥**

(જોવા લાયક પદાર્થોમા ઉત્તમ શુ ? મૃગનયનીનુ પ્રેમથી પ્રસન્ન થએલુ મુખારવિંદ, સુઘવામા ઉત્તમ શુ ? તેના મુખનો પવન, સાભળવામા શ્રેષ્ઠ શુ ? તેના વચન, સ્વાદિષ્ટમા ઉત્તમ વસ્તુ કઇ ? તેના અધરનો રસ ! સ્પર્શ કરવામા શ્રેષ્ઠ શુ ? તેનું શરીર

**વાંઢો વ્યાઘ્રમુખ**—ખરેખર !

જંગલમાં જેવો છડો એક હીણભાગી છોડ,
એવી દશા મારી દિનરાત દુઃખકાર છે,
ભૂપનું મહાન રાજ ન ટકે પ્રધાન વીણ
મારા ગૃહરાજ્ય મહીં ક્યાં સલાહકાર છે ?
ગએલો વિદેશ ઘેર આવે અતિ હોસ ભેર,
જેને રૂડી પેર ઘેર રાહની જોનાર છે,
જોડી વિના થોડી વાર પખીને ન પીડ પાર,
કહો કોઇ દાર મારા કષ્ટનો કિનાર છે ? ૧૧

---

**વાંઢો વિષાદશંકર**—અરેરે ! મહારાજ, આવું સુખ અમે કયે દિવસે જોઈશું ?

સાંજ સમે પ્યારી સારી, પાથરી મુકે પથારી,
હોસથી હમેશ અતિ એશ ભોગવાય છે,
ઉભા રહી પાસ ખાસ મનોહર હાસ્ય કરે,
મનમાની છાની વાત વદી હરખાય છે.
હાથ ઝાલી વા'લી કહી આલીંગન આપી અને,
કોટ કર ઘાલી ઘાલી ચુંબન અપાય છે,
રૂપાળી નિહાળી નેહવાળી નારી નાથ સાથ,
વદે વાત પ્યારી સુણી તનડું તવાય છે ૧૨

---

**ચિત્રગુપ્ત**—તમારૂં એ સંભાષણ ઈર્ષા પ્રદર્શિત કરે છે કોઈ પોતાના પૂર્વ સંચિત બળે સારી સુખમય જિંદગી ગુજારતો હોય તો તમારે શા માટે તવાવું જોઇએ ?

**વિશાદશંકર**—અરે કૃપાનાથ ! તવાવાથી અમને કિંચિત્ ફાયદો ક્યા થાય છે ? શુકલપક્ષમા પણ કળા અને શરીરથી ક્ષીણ થનાર અમેજ છીએ અમે ઇર્ષાના તાપથી તવાતા નથી પણ અમારા પ્રારબ્ધ માટે પશ્ચાતાપથી ક્ષીણ બનીએ છીએ દરેક મનુષ્યને સુખની વાછના હોય છે જ તો અમે કે જેને એનુ સ્વપ્ન દુર્લભ છે, તેઓની આ ઉત્કંઠિતતા શુ અસ્થાને છે ? અથવા તો તેમા અનિશ્ચયતાનો આવિર્ભાવ ક્ષંતવ્ય નથી ?

**વિદૂષક**—છે ભાઈ છે, ક્ષંતવ્ય છે, ખુશીથી તવાયા કરો ઓછુ પડતું હોય તો ગરમ તાવડા પર ચડાવીએ

**વાંદો વિશ્લેષદત્ત**—અરેરે પ્રભુ ! અમે એક પણ લા'વો લઈ શક્યા નહિ

અંગે અલબેલી કામકલિને પ્રસંગે પે'લી
વેલી શી વીટલી જોઈ ઉમરે ન જોડી મે,
વિરહથી ઝુરી પુરી વિધુરી બનેલી એવી.
મળતા મધુરી દિલે ચાપી નહિ દોડી મે,
ચદની આનંદનીમા ખેલી અલબેલી સંગ,
રંગ મહીં રાત નહિ થતી માની થોડી મે,
ગાઢ પરિરંભણે એ અતિ અકળાતી જાણી,
ક્ષણિક છબીલી અંગશ્લેષથી ન છોડી મેં. ૧૩

---

**વિદૂષક**—એમ છતા તમને આશ્લેષની બહુ હોસ હોય તો સાળેલાને સ્ત્રીનો સ્વાગ પહેરાવી ભેટી પડવુ, ને હોસ પૂર્ણ કરવી.

**વાંદો વિશ્લેષદત્ત**—વળી,

મંદ હાસ્યવાળુ મોહભરેલુ રૂપાળું મુખ,
ભુખ દુખ ભાગી મૂકે સુખના સંસારમા,
આપ અણુસારમા એ ચેતીને ચતુર નાર
પ્યાલી ભરી વા'લી વાર પાતી પુર પ્યારમા,
ચિરાતુ આ ચૂરા થાતુ હૃદય રોળાતુ જાય,
હાય હિજરાતુ અતિ વિરહ અંગારમા,
સજી શણુગાર ને કપાળ કુમ કુમ દાર
એવી નાર મને ક્યારે ભેટવાની પ્યારમા

---

વિદૂષક—એવી નાર તો વહેલા વહેલા શ્મશાનને ભાગ્યશાળી બનાવો તો બીજા જન્મમા મળે.

વાંઢો વિલાસપ્રિય—ખરેખર ! જિંદગી વ્યર્થજ ગઈ.

વિદૂષક—અરરર ! ધણી ખમા મને ! શુ થયુ તમને ? જિંદગી કેમ વ્યર્થ ગઇ ?

વાંઢો વિલાસપ્રિય— **હરિગીત.**

શરમાળ મુગ્ધાને ન મે આલીંગતા ચુંબન કર્યું,
વે'લા ધરે વળજો જતા પરદેશ કો નવ ઉચર્યું,
જાતા તૃષાતુર ઘેર ના જળપાત્ર યુવતીએ ધર્યું,
રે ! રે ! જતા પરલોકમા હા ! નાથ ? કદી કો ના રડ્યુ

---

વાંઢો વિધુરદાસ—ટુંકામા એક શ્લોકમા વાંઢાની સ્થિતિ વર્ણવું તો—

**શાર્દૂલ૦**

માગી ચીજ મળે નહિ દુઃખ મહીં કો ધૈર્યદાતા નહિ,
એવી આબરૂ એશ કે સજનતો સંપર્ક સાધે નહિ,

શાંતિ કે સુખસ્નેહની જીવનમાં સ્વપ્ને નથી સંગતિ,
જાણે વિશ્વધણી ન જાય વરણી વાંઢા તણી વિપતિ.

---

**વાંઢો વનિતાવર**—મહારાજ, એ બૈરીઓ તો બધા વાંઢાઓને વરી ચુકી છે, હજુ મરતા ટાણે બે બીજી વરવાની છે

**હરિગીત.**

ચિંતા, અશાંતિ, નારના ભરથાર છૈયે જીવતા,
ચિતા, સનાતનશાંતિ એ બે નાર વરશું મૃત્યુમાં,

---

**વિદૂષક**—ત્યારે તો તમો અમથાજ નારી વગર બુમ માર્યા કરો છો ?

**વાંઢો વિનાશકર્તા**—અરે મહારાજ, બીજુ તો પછી પણ મુઆ પછી રડાશે કોણ ?

મુઓ મને જોઇ નથી રોઈ કુટનાર કોઇ
મારી મોહકાણુ કોણ મુઆ પછી માંડશે ?
ખાઇને પછાડા બાઇડીઓમાં બરાડા પાડી
ચુડા ભાગી અભાગી કે'વાઇ કોણ ગડશે ?
આરમામાં પુજી બાળી પેટની પીડાને ભાળી
મને નાતીલાને કોણ ભુંડી ગાળો ભાંડશે ?
મુઓ પીટયો જાણી શાણી આંખોમાં આણીને પાણી
રોજના શૃંગાર મીઠી મોજ કોણ છાંડશે ? ૧૫

---

**ધર્મરાય**—'બસ' હવે તમારૂં સંભાષણ સમાપ્ત કરો તમને

શુ દુઃખ છે તે સમજાઈ ગયુ માનસિક નબળાઇ વિના તમારામા શુદ્ધ પ્રેમથી સ્ત્રીની ચાહના જણાતી નથી

**વીર વાંકજી—મહારાજ ક્ષમા કરજો**

પ્રેમની પિછાણ હીણુ મુરખને નાર મળે
શુદ્ધાવય બાસી ખાસી નારી વરનાર છે,
ગમારને નાર છે રૂપાળી નેહવાળી બાળી,
મહીપાળ મે'લ મર્દા માનની અપાર છે,
એકને અપાર નાર આપતા નાવ્યો વિચાર
અરે એક એક નવ અમને અપાય છે,
અમે અપરાધ શો અગાધ કર્યો ઇશ તારો
જેવી તેવી નારી દેવી તેમા તારૂ જાય છે ૧૬

---

**વિદૂષક**—અપરાધ કર્યા વગર તો કુતરૂએ કરડતુ નથી

**બધા વાંકાઓ**—( એકી સાથે )

**મરસીઆ**

વોય હાય લા'ય લાગી અભાગી આ ઉગારો
અમ દુઃખનો ન એક પાસ આરો રે વોય૦
કર્મ કેવા મળી ન કોઇ કન્યા, આવી અંગ પરે સંકટોની સન્યા,
અમ ઉપર આ આદર્યો શો અન્યારે વોય૦ ૧
રોજ પીરસે રસોઇ સોઈ સાથે, મીઠી વાણી શાણીની વાતવાતે,
સુખ મળવાનુ સ્વપ્નમા શુ આતે રે વોય૦ ૨
બોલી કાલી સુવાલી બાળ બોલે, લાજ લલનાનુ વાજ છે અતોલે,
રીઝે મોહનને માનિની મહોલે રે, વોય૦ ૩

રમે રામા અનુપ રૂપ રાશા, તેમ પ્રેમ તણા તેમના તમાસા
નકી નીરખીને નાખવા નિસાસા રે, વોય૦ ૪
રહ્યું ઋણ શિરે શ્રાદ્ધ ન થવાનું, પુત્રહીણુને ન સ્વર્ગ પામવાનું,
લખ્યું ઠામઠામ આમ એન છાનું રે વોય૦ ૫
પ્રભુ નાર તેં અપાર ઉપજાવી, ગોરી ગુણીયલ ગમાર શું વદાવી,
એક મારી દયા તને ન આવી રે વોય૦ ૬
કરે મશ્કરીમાં વાત કો વિવાની, લુદે ગણે થતો દુ નત્ય માની,
પૂછુ પ્રશ્ન કો પડિતને પિછાણી રે વોય૦ ૭
દરરોજ આવા દુઃખથી રિબાવું, સુખ દેખી સસારના સુકાવું,
ખેર સારૂ છે એથી ઝેર ખાવું રે વોય૦ ૮

---

**વીરવાંકજી**—અરે ભાઇ સાહેબ ટુકામાં જો જણાવી દઉં તો સસારનુ બધુ સ્વર્ગ જ કાન્તામાં સમાઇ રહેલું છે.

**દોહરા.**

કાન્તાના મુખચન્દ્રમાં, અમૂલ અમૃત ધાર,
કાન્તાના કરકમલમાં, કોમળતાનો સાર. ૧
કાન્તાના ઉરમ દિરે, અમૂલખ પ્રીતિજ્યોત,
કાન્તાના સભાષણે પ્રણય સુધાનો સ્રોત. ૨
કાન્તાના નવ યૌવને રસની રેલમછેલ,
કાન્તાના સ્મિતહાસ્યમાં મોહક તત્વ મચેલ. ૩
કાન્તા નેનકટાક્ષમાં કપરૂ કામણ કાય,
બીક જેને સ્થળ ના મળ્યુ, રમણી હૃદયા માય. ૪

---

આવા સુખથી અમોનેજ વચિત રાખ્યા એવો અમે આપને શો વાક કર્યો હતો ?

**વિદૂષક**—અરેરે ! આ પામર જીવોને નારીની કેટલી લોલુપતા છે ! હવે મને લગાર મારૂ દુખ કહેવા દેજો. એટલે કઇક શાન્તિ જેવુ આ વાદા લોકોને સ્વપ્ન આવે, સાભળો મહારાજ મારૂ દુખ તો આ વાદાઓથી વિપરિતજ છે

કોયલાથી કાળી કોઇ વસ્તુ ન નિહાળી હોય
તેઓ આવી મારી ગૃહરાણીને નિહાળશો,
છતા હુ બની ગુલામ કરૂ છુ તમામ કામ,
પાણી આણી ટાલ પાડી વાળ નહિ ભાળશો,
છતા હું બની ગુલામ કરૂં છુ તમામ કામ
પો'ળા એના ડોળા દેખી ડરી ડરી ચાલતો,
તોય રીશ ચડે ત્યારે સાચો એ તમાચો મારે,
પાહુના પ્રહારે અગ આખુ નથી હાલતો

---

**ચિત્રગુપ્ત**—ઘેર તો બૈરીની માર ખાય છે, અને અહીં તો મોટો ડાપણનો સમુદ્ર વલોવે છે !

**વિદૂષક**—એમ તો મારા જેવો કળા કુશળ નર ભૂતળમા મળવો પણ મુશ્કેલ છે પણ—

પરણીને લાવ્યો ત્યારે મોઢે મેં ચડાવી ભારે,
ફળ આ અત્યારે એના નજરે નિહાળતો;
રૂપાળી ભાળીને મહાકાળી ક્રોધવાળી સમી,
ખરૂ કહું ચાર ન હુંકારથી ઉચ્ચારતો,

તોય એને પડયા હેવા, સોટીથી કરે છે સેવા,
કેમ એ મુકાવી દેવા વિમાસી વિચારતો,
બતાવો ઉપાય ધીર ધારીને ધરમગાય
પરણી અપાયમા હુ પડયો છુ અત્યાર તો

---

**ચિત્રગુપ્ત**—વારૂ, હવે તારૂ ન ભાષણ સમાપ્તિને સમર્પણ કરી આ વાદીઓનો નિકાલ થવા દે.

**વિદૂષક**—પણ અરે બાઈ સાહેબ, મારે તો હવે વનમાજ જવાનું રહ્યું કારણ કે

**माता यस्य गृहे नास्ति भार्या चाप्रियवादिनी ।**
**अरण्यं तेन गन्तव्यं यथारण्य तथा गृहं ॥**

( જેને ઘેર માતા નથી અને સ્ત્રી અપ્રિય બોલનારી છે તેણે અરણ્યમાજ ચાલ્યા જવુ, કારણ કે તેને ઘર ને અરણ્ય સરખાજ છે

**ચિત્રગુપ્ત**—તારી વાત ખરી છે, વનમા જવુજ યોગ્ય છે કારણ કે—

**अत्यन्त विमुखे दैवे व्यर्थे यत्ने च पौरुषे ।**
**मनस्विनो दरिद्रस्य वना दन्य कुतः सुखम् ॥**

( જ્યારે દૈવ કોપે ને બધાયત્ન ને પુરુષાર્થ વ્યર્થ જાય, એવા દરિદ્રનુ વન સિવાય બીજુ કયુ સુખ છે )

**વીર વાંકજી**—ખરેખર મહારાજ, આ વિદૂષકના સરખી નારી તો નાગણીજ કહેવાય એક જગાએ કહ્યું છે કે—

પતિની કિંમત પોતા થકી માને મહિલા પાગણી,
સન્માન નવ સ્વામી પરે નારી નહિ એ નાગણી.

મહિલા તણી માયા ભરી મૃદુ વચનની સુખી માગણી,
રસીયો હૃદે રીઝે નતો નારી નહિ એ નાગણી
પરદેશ જઇ પ્રેમે પતિ ચાહે ન જાવા ઘર ભણી,
ગણિ પાચ પગપાળો વસે, નારી નહિ તો નાગણી
હરખી અતિ પળતા પહિ ધંધો કરી નિજઘર ભણી,
નવ ધન્ય લેખે આપને નારી નહિ એ નાગણી,

---

**વાંઢો વારણજી**—કહ્યું છે કે:—

**वरं शून्याशाला न च खलु वरो दुष्ट वृषभो ।**
**वरं वेश्या पत्नी न पुनर विनीता कुल वधूः ॥**
**वरं वासोऽरण्ये न पुनरविवेकाधिपपुरे ।**
**वरं प्राणत्यागो न पुनरधमानां सुखगमः**

(દુષ્ટ બળદ કરતા શાલા શૂન્ય રહેતે સારી, અવિનયી કુલવાન ઓ કરતા વેશ્યા પત્ની સારી, અવિવેકી રાજાના નગરમા રહેવા કરતા જંગલ સારૂ, પાપીના સહવાસમા જવા કરતા પ્રાણ ત્યાગ એ વધારે સારો)

**વાંઢો વિચારવલ્લભ**—ખરેખર ' એવી કામિની તો શા કામની નહિ એક કવિની બહુ સરસ કવિતા મને યાદ છે, તેમા કહ્યુ છે કે —

**હરિગીત**

પરિશ્રાન્ત આવે કાન્ત ત્યા, નીજ કષ્ટની વાતો કહી
કોરે કલેજુ કથતુ એ કામિની શા કામની ?
રાજા તણી જો રે'મ તો છે ક્ષેમ સૌ શત્રુ મહીં
પણ રાય રૂઠયે રે'મ આખા ગામની શા કામની ?

તીલક કરી ત્રણ ગજ તણુ માળા ધરી ગરદન મહીં,
મન શુદ્ધ વિણુ સિદ્ધાઈ આડે જામની શા કામની ?
કરી લાલ વસ્તુ લોહની દાબી દરદ પર ડાકટરે,
દાબે નહિ દુ:ખ તો પીડા એ ડામની શા કામની ?
બાળાપણે તો બાળ જે કાચી અવસ્થામાં વરે,
પરિપક્વ વિણુ એ આશ કાચા ઠામની શા કામની ?
મન મેળવી મહેલો ચણવા ખરચ્યા ખમા કિંકર કરે,
દર્દી દિસે દિલ તો પ્રભાએ દામની શા કામની ?
વનિતા અને વિષયો મહીં દિલ દોડતું દરદિ ન ફરે,
તૃષ્ણા તજ્યા વિણુ આશ અવિચળ ધામની શા કામની ?
નિજ નામ ધાર્યું વાઘજી ગૃણાલથી ડરતો રહે,
શક્તિ વિના શોભાઇ મોટા નામની શા કામની ?
વિદ્યા ભણી અભિમાનમાં જે માનિની નિજ શ્યામથી
અવળી વહે તો એ ભણેલી ભામની શા કામની ?
હિંસા વિષે હર્ષિત રહી દિલમાં દયા લાવી નહિ,
મૂઢ મર્ણુ વખતે રે'મ માગે રામની શા કામની ?

---

વીર વાંકજી—અરે ભાર્યા તરીકે કહેવાને લાયક કઇ સ્ત્રી છે ?

**सा भार्या या गृहे दक्षा सा भार्या या प्रजावती ।**
**सा भार्या या पतिप्राणा सा भार्या या पतिव्रता ॥**
**न सा भार्येति वक्तव्या यस्या भर्ता न तुष्यति ।**
**तुष्टे भर्तरि नारीणां संतुष्टाः सर्व देवताः ॥**

( જે ઘરમા દક્ષ, પ્રજાવતી, પતિપ્રાણાને પવિત્રતા છે તેજ ભાર્યા કહેવાને લાયક છે જેનો પતિ સ્ત્રીથી સંતુષ્ટ રહેતો નથી તે સ્ત્રી ભાર્યા કહેવાવાને યોગ્ય નથી, પતિ સતુષ્ટ છતા સર્વ દેવો પણ સતુષ્ટ રહે છે )

**વાદા વિપદાવૃત્ત**—મહારાજ ! ઘણા ભૂપાલો અને સામાન્ય પુરુષો પણ અનેક સ્ત્રીઓ પરણી જાણે તેમની કરણીનુ ફળ આપતા હોય તેમ વરણી ન જાય એવી વિપત્તિમા એ બિચારી લોલ હરણી સરખી લલિત લલનાઓને મૂકી પૂર્વના દુષ્કર્મોના મૂર્તિમત સ્વરૂપની ગરજ સારે છે એકાદને માનનીય પદ આપી અન્યને બ્રહ્મચર્ય પળાવી બળાત્કારે તપ તપાવવા ઇચ્છતા હોય, તેમ એકાદ અંધારા ઓરડામા પૂરીને પુરી કમબખ્તીમા મૂકી દે છે એ નકામી બનતી નારીઓની એ દુર્દશા અટકાવાય તો અનેક વાદાઓના દુખ નિવારણ થાય.

**વિદૂષક**—મહારાજ, એવા ઘણી સ્ત્રીઓ પરણનાર પુરુષો ઉપર આ ઉપરથી ફરિઆદ સાબીત થઈ ગણવી જોઇએ, અને તેમનો રીતસર જવાબ લેવો જોઇએ

**ધર્મરાય**—આ વાદા લોકોની અનેક પોકો છતા તેમને સ્ત્રીની પ્રાપ્તિ ગગનકુસુમવત જણાય છે જ્યારે પેલાઓને અતરવીજ અનેક સ્ત્રીઓ અર્ધાગના થવા ચહાય છે અથવા તો અન્ય સબબે પણ એકત્રિત થાય છે એમા ભાગ્યની ઉત્કૃષ્ટતા વિના અન્ય શુ કલ્પી શકાય છે ?

**વિદૂષક**—મહારાજ ! ભાગ્યની નિશાની તો ભલેને છાની ન રહે, પરતુ એ ઘણી સ્ત્રી વાળાઓને પૂછો તો ખરા કે તેમના અંતઃકરણમા કેવી જાતની મનોવૃત્તિનુ આ પરિણામ છે ?

**વાંઠા વેરીમલ**—મહારાજ ! મારૂ કહ્યુ માનો તો એવા પુરુષોને સખત શિક્ષાને પાત્ર ગણવા જોઇએ

**વિદૂષક**—તમારૂં કહ્યું મનાશે ત્યારે તેમ પણ થશે

---

## પ્રકરણ ૪ થું મનોરથ સિદ્ધિ.

---

( ભરપુર રાજ્યસભામા ધર્મરાય બિરાજેલા છે, એક તરફ વાદીઓનુ મંડળ અને બીજી તરફ પ્રધાન ચિત્રગુપ્ત, વિદૂષક, અન્ય રાજાઓ, શેઠીઆઓ વગેરે બેઠેલા છે )

**ચિત્રગુપ્ત**—મહારાજા દેવીસિંહ, તમે સાત રાણીઓને સાથે પરણી અને એકના મનનેજ મગ્ન કરવા માનીતી રાખી, અન્યને મહેલમા પુરી રાખી સહેલમા તેને જગની સહેલ અને સુખથી વિમુખ કરી ભગ્ન હૃદયા બનાવો છો, એ હક કર્તાએ બનાવેલી સ્ત્રી પુરુષની સમાન યોગ્યતાનો હન્તા છતા કઇ કૃતજ્ઞતાના બદલામા તમોને પારિતોષિક રૂપે પ્રાપ્ત થયો છે

**દેવીસિંહ**—મહારાજ શાસ્ત્રસંપન્ન બ્રાહ્મણોએ અમોને એ કૃતિમા બાધ દેખાડયો નથી પરતુ બધી સ્ત્રીઓને એકસરખી રીતે પ્રસન્ન રાખનાર સહૃદય મનુષ્યને એ કૃત્ય ધર્મ વિરુદ્ધ ન હોય તો મને પણ આપનો એ પ્રશ્ન અસ્થાને છે કેમકે દુષ્કર્મોનુ ફળ પુનર્જન્મે શાશ્વત છે

**ચિત્રગુપ્ત**—એક સ્ત્રી જેવી રીતે ગૃહસ્થાશ્રમનો શૃગાર ને પ્રેમની પાઠશાલા બને છે, તેમ અનેક સ્ત્રીઓ એ શૃંગાર અને પ્રેમ મંદિરના આનંદને પરિહારક છે જે સુખ, જે શાંતિ, જે પ્રેમામૃતના

અપૂર્વ માધુર્યનો ખ્યાલ, ને ગૃહસ્થાશ્રમની જે રમણીયતા એક સ્ત્રી ઉજ્વલતાથી અનુભવાવે છે, તેટલીજ વધારે સ્ત્રીઓ હીનતામા તેની સંક્રાતિ થએલી દર્શાવે છે છતા કયા સુખને સારૂ તમે તે સંકટ શિરોધાર્ય ગણો છો ?

**દેવીસિંહ**—જે પુરુષો એકજ સ્ત્રી પરણે છે, તેઓ તેનાથી સંતુષ્ટ રહ્યા પછી પર સ્ત્રીની અભિલાષાનો જડ મુળથી નાશજ કરે તો તો તે યોગ્ય છે. પરંતુ સ્વસ્ત્રીથી અધિક સ્વરૂપનો અનુપ નમુનો જોઈ દુર્બુદ્ધિને સ્થાન આપી પતિત થવા કરતા બીજી સ્ત્રીઓની સાથે લગ્નગ્રંથિથી જોડાઇનેજ વિહરવુ એ ધર્મ્ય છે એથી પરસ્ત્રી ગમન અને શિયળભંગના દોષથી બચી શકાય. બીજા કારણ તરીકે પોતાની કરોડોની દોલત તેના ભોક્તા વિના પૂર્ણ યૌવનમા ઉભરાતી છતા પતિરહિત પ્રમદાની પેઠે દુઃખનુ જ સ્થાન થઈ પડે છે. પિતૃઋણની પર્યાપ્તિની આવશ્યકતા સમજનારને એક સ્ત્રીને પુત્ર અસંભવિત જણાતા અન્ય સ્ત્રી કરવાની શાસ્ત્રે એ કારણથી જ છૂટ આપેલી જણાય છે.

**કુમળાશા**—મહારાજ ! ઘડમા કડોડ રુપીઆની છાયબી છોકડા વગડ છા કામની ? બે અસ્તડીઉ કડવી ઘનીએ વસમી છે, પણ આવા કાડણે કડવી પડે છે, કો છાયબ !

**ચિત્રગુપ્ત**—છોકરૂ ન થવામા સ્ત્રીનોજ વાક છે, એમ સાબીત થતા તમે તેવી છૂટ લઇ શકો પરંતુ તમારાજ શારીરિક બધારણની ખામી શુ અનેક સ્ત્રીઓથી પુરાવાની હતી ?

**વિદૂષક**—અને એ હિલચાલ પરિણામે વર્ણસંકર પ્રજાનીઉ ઉપાર્જક થઇ પડે છે. તથા દેશ અને કુટુંબનુ અધઃપતન કરે છે લગ્નનો મૂળ હેતુ ' પ્રેમ ' તેનો અર્થ તો ક્યાયે છુપાઇ જાય છે. ખરેખર—

**મનહર.**

જલજ અરૂણ જેમ, મીનને વરૂણ તેમ,
ચોરખુનો પ્રેમ ઇન્દુ મહી એકતાર છે
દીપકના પ્યારમાં પતંગ અંગ બાળનાર,
ચંદ્ર ને ચકોર મોર સ્નેહની શ્રીકાર છે
શુદ્ધ પ્રેમવતી કોય, દંપતીની વૃત્તિ હોય,
સંસારમાં સુખ એનું ઇન્દ્રથી અપાર છે
પ્રેમનું સ્વરૂપ તે અનુપ જગભૂપ કીધું,
પણ પ્રેમ પાન કોઇ વિરલા પીનાર છે

**રતનશા**—બે બૈડીઓ પડ્યા પછી છોકરા નહોય હતો પછી ભાગનીજ વાટ માનવી જોઇએ

**ધર્મશાય**—( ગંભીરતાથી ) જેવી રીતે સ્ત્રીને પુરુષ જીવતા નો શું પણ પુરુષના દેહાંત પછી પણ બીજો પુરુષ પરણવા દેવાની રૂઢિથી તમે વિરુદ્ધ છો, તેવી રીતે એ વિરુદ્ધતા અમલમાં મૂકવાનો હક તમારા એક પત્નીવ્રત સિવાય પ્રાપ્ત થતો નથી એ તમારે સમજવાનું છે

જેમ પોતાની સ્ત્રીનો વ્યભિચાર સાંખી શકે તેનેજ પરસ્ત્રી પર કુદ્રષ્ટિ કરવાની ઇચ્છા હોઇ શકે, જેમ જે પરસ્ત્રીને માતા કે બહેન તુલ્ય ગણતો હોય તેનેજ પોતાની સ્ત્રીનું સતીત્વ ઇચ્છવાનો અધિકાર છે, તેમ એક પત્નીવ્રત ધરનારાઓનેજ વિધવા પુનર્લગ્નની વિરુદ્ધ બોલવાનો અધિકાર છે રામચંદ્રજી જેવું ગૌરવ એક પત્નીવ્રતથીજ સાધ્ય છે

તમારી અને દરેક મનુષ્યની ચાહના શુદ્ધ પ્રેમવતી સતી ભાર્યાના સ્વામી થવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત કરવાની તો હશેજ, પરંતુ તે સદ્‌ભાગ્ય

પુનર્જન્મે પણ જે પ્રાપ્ત કરવા ઇચ્છતા હો તો એક પત્નીવ્રત પાળી પરસ્ત્રી પરના માતા ને બહેનપણા વિનાના સર્વ ભાવોને તિલાંજલી આપી દો તમારી એક સ્ત્રી મરણ પામી તો તેમા દૈવનોજ હાથ છે, એમ ગણીને તે પછી જિતેંદ્રિય રહી શેષ આયુષ્ય બ્રહ્મચર્ય અને ઇશ્વર-ભક્તિમા સમર્પિત કરો, તેમાજ તમારા શુદ્ધ પ્રેમની પરાકાષ્ઠા, મનોબળની ઉચ્ચતા, અને પરમ પ્રાપ્તિનું સૌભાગ્ય તિરોહિત છે

શુદ્ધ પત્નીવ્રત પાળેલુ ન હોય, અન્ય સ્ત્રીનુ મોહક સ્વરૂપ જોઇને વિકારવશ થતા ચિત્તનો નિગ્રહ કરવાની દરકાર ત્યાગ કરી શ્વાનવૃત્તિ ધારણ કરી હોય તો પછી તેજ દેહે યા તો પુનર્જન્મે પંઢત્વ અને સ્ત્રીસુખ લેવાને અશક્ત બનાય તેવા રોગના ભોગ થઇ મનુષ્યો પશ્ચાતાપના પર્વતમા એક પણ સગળ રચના રૂપ સાન્ત્વન મેળવી શકતા નથી.

લગ્ન એ સ્વાર્થત્યાગ, ઉચ્ચ જીવન, સ્ફૂર્તિ, અનુભવ, દક્ષતા, અચ્યુતપદ ઇત્યાદિ મેળવવાનુ કે શીખવાનું મંદિર છે વિષયસુખ એજ લગ્ન જેવી પવિત્ર ગ્રન્થિનો ઉદ્દેશ સમજનારનું અધઃપતન કુદરતી છે

લગ્નના પવિત્ર ઉદ્દેશને વિષય ભોગમા સંક્રાત કરી પ્રજાની વૃદ્ધિ દ્વારા દેશની કંગાલ હાલત કરનાર, નિર્માલ્ય પ્રજા ઉત્પન્ન કરી શૌર્ય, તેજ કાંતિ, બુદ્ધિ અને ગૌરવથી વિહીન બનનાર ને બનાવનાર તમે મહાપાપના ભાગી થાઓ છો

પત્નીના પોતાના પરના નૈસર્ગિક પ્રેમને પરમપ્રાપ્તિની મહેચ્છા રૂપી સુખાનુભવ તરફ પ્રેરી સજોડે ભવસાગર તરવાનોજ પતિપત્નીના પુનિત અને દિવ્ય યોગનો ઉદ્દેશ છે અને તેથીજ ગૃહસ્થાશ્રમ એ સર્વ આશ્રમોમા શ્રેષ્ઠત્વ ભોગવે છે

પ્રેમનુ નામ લેનાર ને પ્રેમી હોવાનો દાવો કરનાર બેશુમાર છે

પરંતુ જે પ્રેમ જીવનરૂપ છે તેની દિવ્યતામાં અચ્યુતપદ છે, જેના દૈવી સ્વરૂપમા ઐહામુષ્મિક સર્વ સુખોનો સંભાર છે, જે પ્રેમ વિના એક પણ ઉચ્ચ કાર્ય કે કર્તવ્ય શક્ય નથી, જે પ્રેમ વિના જીવનમા શાંતિ, આનંદ ને સત્યશ્રેય તિરોહિત છે, તે પ્રેમ શુદ્ધ પત્નીવ્રત ધારી કર્તવ્ય પરાયણ મનુષ્યમાજ દૈવી સ્વરૂપે વિરાજે છે, તે આદર્શનીય છે, તે તમે ધારો છો તેટલો સુલભ નથી. તેના પંથપગનું પ્રયાણ અચ્યુતપથનુંજ પ્રયાણ છે ત્યાથી કોઇ વિરલાજ પાર ઉતરી શકે છે

**વિદૂષક**—મહારાજ ! આ વાંઢાઓએ શા પાપ કર્યા હશે કે આ જન્મમા તેઓ ગૃહસ્થાશ્રમથી વિમુખ થયા ?

**ધર્મરાય**—કન્યાવિક્રયથી બાળાઓના નિસાસા લેવા, સ્ત્રી-જાતિ પર વહેમ ને તિરસ્કારથી તેને દુઃખ ઉત્પન્ન કરવુ, વાંઢાઓની મશ્કરી કરી તેમના દુઃખ પર હસવુ, તેમજ સારી સ્ત્રી મળવાથી મદમા છકી જવુ, લંપટપણું, અને એવા અનેક સાધારણ ગુનાઓ પુનર્જન્મે વાંઢા બનાવનાર છે

સ્નેહાનંદનો સંજોગ અનુભવ સંસારીજનો સ્ત્રીથી કરી શકે છે પરંતુ તેમા કોઇ વિરલાજ ખરૂં પ્રીતિનું સ્વરૂપ સમજી શકે છે વળી વાંઢા લોકોએ પણ એમ ન ધારવુ કે ઘણી સ્ત્રીઓનો ભર્તા બહુ આનંદમા રહેતો હશે ? કેમકે વગર અગ્નિએ બળનાર એજ પુરુષ છે. એકજ સ્ત્રી પર સ્નેહ દૃષ્ટિથી જીવન વ્યતીત કરનારજ સંસારને અમૃતમય અનુભવી શકે છે

**વાંકજી**—હા મહારાજ, એ વાત સર્વમાન્યજ છે બે સ્ત્રીના પતિને સુખની નિદ્રા હોઇ શકતીજ નથી કહ્યુ છે કે—

> બે નારના વરનારને, કુલટા તણા ભરથારને,
> પરધન પ્રિયા હરનારને સુખથી સુવાનુ ના બને.

દેણું શિરે ધરનારને, રણુવીર નરની નાર ને,
બહુ રાજ્યના સરદારને, સુખથી સુવાનુ ના બને
પરિવાર પાલનહારને, વ્યભિચાર ચાહક નારને,
દિલ દર્દથી દહનારને, સુખથી સુવાનુ ના બને
શિર શત્રુઓ ભમનારને, દિલ દાઝથી દમનારને,
ભિક્ષાન્નના જમનારને, સુખથી સુવાનુ ના બને
ગણુના જખમ ખમનારને, પરનારથી રમનારને,
સુમની ધમણુ ધમનારને, સુખથી સુવાનુ ના બને.

---

પણુ મહારાજ જેમ બે સ્ત્રીનો સ્વામી સુખે સુઈ શકતો નથી તેમ વાઢા પણુ સુખથી સુઇ શકતા નથી માટે જો અમને એકેક સ્ત્રી આપો તો અમારૂ કમભાગ્ય આપશ્રીના સહવાસે સદ્ભાગ્યમા સંક્રાત થએલું જોવાનો ધન્ય અવસર અમે અનુભવી આપના ગુણાનુવાદ ગાઇશુ, આપના સત્સંગ રૂપી દીપથી અમારૂ અભાગ્ય રૂપી અંધારૂં નાશ પામશે સત્સગ માટે કહ્યુ છે કે

पात्रं पवित्रयति नैव गुणान् क्षिणोति
स्नेहं न संहरति नापि मलं प्रसूते ।
दोषावसान रुचिरश्चलतां न धत्ते
सत्संगमः सुकृतसद्मनि कोऽपि दीपः ॥

---

( દીવો પાત્રને (કોડીયાને) મેલુ કરે છે, સત્સગ એ પાત્રને –સોબત કરનારને પવિત્ર–દુષ્ટ વિચાર રૂપ મલ રહિત–કરે છે. દીવો ગુણોનો (વાટોનો) ક્ષય કરે છે, સત્સગ ગુણોનો ક્ષય કરતો નથી,

પણ વૃદ્ધિ કરે છે દીવો સ્નેહ (તેલ)નો નાશ કરે છે, સત્સંગ સ્નેહનો નાશ કરતો નથી દીવો મલ (મેસ) ઉત્પન્ન કરે છે, સાધુ સંગમ મલ–પાપ–દુર્વિચારાદિ ઉત્પન્ન કરતો નથી દીવો દેષોને (રાત્રિને) અંતે મુક્ત દેખાતો નથી સત્સંગ દોષોના અંતથી મુક્ત દેખાય છે–સત્સંગથી મનુષ્યના દોષો નાશ પામી તે શોભે છે દીવે ચળે છે, સત્સંગ દૃઢ છે આ પ્રમાણે સત્સંગ એ પુણ્યગૃહમાં કોઇક અવનવો દીપક છે )

**વાંઢો વ્યર્થજીવન** —મહારાજ ' હાલ તો અમારૂં જીવન વૃથાજ ચાલ્યું જાય છે

શઠને સલામી ભરે ગરૂની ગુલામી કરે
બે નારીને વરે, એનું વૃથા જીવ્યું જાય છે,
નવા નરનારી વરે, દેખી વાંઢા દાઝી મરે
એવે અવસરે એનુ વૃથા જીવ્યુ જાય છે
માબાપને માન નહિ જુઠ છે જબાન મહીં
નાથ ભજ્યા નહિ એનું વૃથા જીવ્યુ જાય છે
આબરૂ ગુમાવનાર, શિયળ સંહારનાર
શઠ સરદાર તણુ વૃથા જીવ્યુ જાય છે

---

**ધર્મરાય**—એક સ્ત્રી મળવાથી તમે બધા બીજી નહિ પરણવાનો અને જેવી હોય તેની સ્વપત્નીથી સંતુષ્ટ રહી એક પત્નીવ્રત પાળવાની ખાત્રી આપો છો ?

**બધા વાંઢાઓ**—( ખુબ હર્ષથી )

વાહ મળ્યે એક નારી નીતિને વિચારી સારી
જરૂર જરાના ન અનીતિ બીતિ ધારીને,

એક નારી પર પ્યાર આણીને આનંદકાર
આદર્શ બનીશું અમે જીવન સુધારીને,
પરનારી ખારી ધારી કુદ્રષ્ટિ થનારી નહિ
રહીશું નીતિમાં પુર પ્રીતિ ઉર ધારીને,
મળશે એક નારી જિન્દગીમાં પ્રભુ તારી
સેવાને સ્વીકારી નહિ ધ્યાને વિસારીએ

---

**ધર્મરાય**—તમો બધાને તમારા પુણ્યફળને અનુસરતા રૂપગુણ વાળી એકેક સ્ત્રી મળશે પરંતુ વિકલ્પે પણ જો એ પ્રતિજ્ઞા તોડશો તો અહિત વિના અન્ય રસ્તો જોશો નહિ

**બધા વાંઢાઓ**—અહો ! ઘણી ખુશીથી અમો એ પ્રતિજ્ઞા સ્વીકારીએ છીએ પ્રભુ ! આપનો જય થાઓ ! અહો આનંદ ! આનંદ ! બોલો શ્રી ધર્મરાજ મહારાજકી જે (બધા તાળીઓ પાડીને હર્ષનાદથી મંદિર ગજાવી મૂકે છે )

**વિદૂષક**—અરરર ! મારા તો કાન પણ ફુટી ગયા જાઓ શાપ દઉં છું કે બધી બૈરીઓ મરી જજો

**વાંકજી**—અરે ભાઇ સાહેબ, હર્ષાવેશની તાળીઓ પર આવો કોપ ઘટે કે ?

**ચિત્રગુપ્ત**—જાઓને ' સતી શાપ આપે નહિ ને શંખણીના લાગે નહિ '

**વિદૂષક**—એટલો બધો હર્ષ થતો હોય તો બધા વઓ કે ફરી દઇને નાચોને એટલે બસ બધા લોકોજ મૂર્ખા છે મૂર્ખથી તો દૂરજ રહેવું સારૂ

वरं पर्वत दुर्गेषु भ्रान्तं वनचरैः सह ।
न मूर्ख जन संपर्कः सुरेन्द्रभवनेष्वपि ॥ १ ॥

( પર્વતોના કઠણ સ્થળે વનચરો સાથે ભટકવુ સારૂ પરંતુ મૂર્ખની સાથે સુરભવનમા રહેવુ તે પણ સારૂ નહિ )

**વાંકજી**—ભાઇ સાહેબ, ઇચ્છિત મળે એટલે હર્ષઘેલા કેનાથી ન થવાય ?

**વિદુષક**—અરે થયા ? કુતરો હોય તે જ રોટલો દેખીને લટુ-પણા કરે હાથી કોઈ દિવસ ન કરે

लाङ्गूलचालनमधश्चरणाव पात
भूमौ निपत्य वदनोदर दर्शनं च ।
श्वा पिंडदस्य कुरुते गज पुंगवस्तु
धीरं विलोक्यति चाटुशतैश्च भुंक्त ॥

( કુતરો પોતાને રોટલો નાખનારની પાસે પુછડી હલાવતો નીચો પડીને મોઢુ પેટ વગેરે બતાવે છે પરંતુ શ્રેષ્ઠ હાથી તો ધીરજથી જોઈ રહે છે, અને અનેક પ્રિયવચનથી વિનવ્યા પછી ભોજન કરે છે. )

( ધર્મરાય સભામાથી ઉઠીને મહેલમા પધારે છે પાછળ છડીદાર પ્રધાન થોડે સુધી જઈ રંગમહેલના દ્વારથી પાછા વળી ન્યાયસભામા આવે છે ત્યા વાદ્યોના હર્ષનાદ સભળાય છે )

**બધા વાંકા**—( ડરમા તુ દીલ સાથ એ રાગ )

ઉપજ્યો હર્ષ અપાર, વનીતા વાદ્ય નગ વગનાર
આ અવસર આનંદકાર—વનીતા૦

**વાંઢા વિપદવિનાશક**—વરશે વાઢા, નહિ રહે ગાડા,
પ્યારૂં થશે ઘરબાર અમારૂ, જીવન સારૂ થશે સુખવાળુ,
ટાળ્યુ આ કષ્ટ વાઢાનુ કૃપાળુ, જય જયકાર અપાર ઉચ્ચારૂ.
અરે એ આનંદનો નવ આગ—વનીતા૦

**વાંઢા વનિતાવલ્લભ**—દિલ ખુશ થાતુ રસ છલકાતુ,
ફાવે તેવા બની ફાકડા ફરશુ, પૂર્ણ ઇચ્છા પ્યારી નારીની કરશુ,
સ્નેહી વિષે વાત વા'લીની કરશુ, પ્રિયાના પ્રેમની પ્યાલીઓ ભરશુ
વરીશુ નાર કરીશુ ઠાર—વનીતા૦

**વાંઢા વિલાસવિચિક્ષણ**—દિવસ અમારા, અમૃતધારા
ભાવે પ્રિયાકૃત ભોજન જમશુ, મદમા રસિક બની ઠીક રમશુ,
દુઃખ હશે તોય ખાતથી ખમશુ, નારીને ગોરી કહી કહી ગમશુ
ભમશુ મદગજને અનુસાર,—વનીતા૦

**વાંઢા વિશ્લેષવિરક્ત**—મનહરનારી, હા' બલિહારી
છાતીમા ભીડીને છેલછબીલી, લેશુ યૌવન રસરેલ રસીલી,
ચોગમ ચાદની ચિતહર ખીલી, ત્યારે પ્રિયા પ્રીતિ રસ બસ ઝીલી,
રમશુ સુખ સજ્જન મોઝાર—વનીતા૦

**વિદુષક**—હજુ થોડુ કહેવુ તમે રહી ગયા છો તે ચાલો હુ જ કહી દઉ

જમશુ પછી એને પ્રથમ જમાડી, એની ગાળોને ગણશુ ઘીની વાડી,
આજ્ઞા માનીશુ એની રાત દાડી, એની પાસે ચાશુ ઘોડી ગધાડી.
એને કરશુ અમ સરદાર—વનીતા૦



## પ્રકરણ ૫ મું.–કર્મવિપાક.

**વિદૂષક**—હવે તો બધા વાંઢાઓના લગ્ન થવાના કે ? વાહરે વાહ ! તમારી જાનમાં લાડુ ખાવાની તો મને મઝા પડશેજ કારણકે તમારો ગોર હું જ છું.

**વાંઢાઓ**—વાહ મહારાજ, આપજ પરણાવવા આવો એવું ભાગ્ય ક્યાંથી ?

**વિદૂષક**—મુહૂર્ત સારૂં જોઈને બધા થાઓ તૈયાર, નહિ તો પછી પદાજીની પેઠે વિવાની વરસી થઈને ઉભી રહેશે.

**વાંકજી**—પદાજીને વળી વિવાની વરસી શી રીતે થઈ છે ?

**વિદૂષક**—સાભળો, પદાજીનો વિવા હું તમને ગાઈ બતાવું, તે મારો પોતાનોજ રચેલો છે કાળી ચકલીના જેવો લાંબી ને ઉંચી નીચી થતી પુછડી વાળો ને લાલ ગુદાવાળો પક્ષી તે પદો. તેને કોઈ દેવચકલી કે દિવડી કહે છે તેની વહુ તે લેલી હવે બધા તેના લગ્નનો રાગ સાભળો

---

( ભૂલ્યો મન ભમરા એ રાગ )

લગન આવ્યા રે લેલી તણા, લેલી પદાજીને ચહાય,
પદોજી બોલ્યા અમે પાતળા, મુજને લેલીની લા'ય લગન૦
પારેવું તો પાપડ કરે, કાબર ભરડે છે દાળ,
તીરો હલાવે છે હાંડીઓ, સમળી સેવો ને શાળ લગન૦ ૨
ચકલો બેઠા ચોકી કરે, હોલે બાંધ્યા હથિઆર,
બગલે બાંધી બંધુકને તીડે બાંધી તરવાર લગન૦ ૩

પદોજી બેઠા પીઢીપાટલે, મહુરત જોવે છે મોર
શુકન જોઈને સંચરો સામા આવશે ચોર લગન૦ ૪
જાને જોડી ઘો ધમધમે કોટે ઘૂઘરમાળ,
વર તો ઘેરે વિસરી ગયા, જાન પાછી રે વાળ લગન૦ ૫
પે'ગવી પદાજીને પોતડી પાચ આગળનો પાથ,
જાન આવી જંગલ મહીં જોઈને ભટક્યા છે વાઘ લગન૦ ૬
માકડના મેદાનમા સસલો લૂટે છે જાન,
માટી થાજો વેળાઉવો ચડ્યુ તમરાને તાન લગન૦ ૭
ગોળી નાખી ગરોળીએ, ચાલી વગડાની વાટ,
મચ્છર તો માટી થયુ, ડાસે વાળ્યો છે દાટ લગન૦ ૮
તમરે તાણી તરવારને, ઘાયલ દેખીને ઘૂડ,
હોલો ડર્યો હૈયા મહીં રોયા કૂડે કૂડ લગન૦ ૯
હાકલ કીધી હાડીએ, મારી દેડકે ડાગ
નમો કીધો છે નોળીએ ભમરે ધુટીને ભાગ લગન૦ ૧૦
મકોડો મછો મરડતો ઉંદર આટા ખાય,
વેણુ વેવાઈ વાસડે ચડો, જાન હજુ ન જણાય લગન૦ ૧૧
વરે ખાધી છે વધામણી આવી જોરાવર જાન,
નામૈગે ચડીયા ચીબરી ઝાઝા દીધા છે માન લગન૦ ૧૨
કીડી વગાડે કાખલી માકડ ઝાવે મશાલ,
કૂકડે પાડ્યા કૂકવા, જાનને ઉતારો આલ લગન૦ ૧૩
છછુદર ફેરવે ફીંકણી, લેલી આપે લવીંગ,
હાડોજી ફેરવે હોકલી, ચીબરી છાટે છે રગ લગન૦ ૧૪
ચકલે બનાવ્યુ ચુરમુ માહે ભૂલી ગયા ગોળ
વેવાણ જમના ઝબકીયા, મોઢે વછૂટી મોળ. લગન૦ ૧૫

વેવાણુ જૂ આવ્યા જાનમા ચાલે ઠમકતી ચાલ,
દૈયે છે નવસર હારને કાને ઝલકે છે ઝાલ લગન૦ ૧૬
તીતરે તોરણુ બાધીઉ વેવાણુ સતી તો જાગ,
આવ્યા પદો વર પરણુવા, ઝટ પુખવા લાગ લગન૦ ૧૭
વેદ ઉચારે વાણીઓ, માખી મગળ ગાય,
પુખતા તાણ્યુ નાક કે પડ્યુ પાધડુ બોય લગન૦ ૧૮
ચોરી કરી છે ચોકમા, ભમરો પરણુવા જાય,
બાધી પદાજીની પૂઠડી, ઉચી નીચી ન થાય લગન૦ ૧૯
ફેરા ફરતા વરરાયને આવી ગઇ અડફેટ,
પડતા ઝીલ્યા પાણી પરે, પાળી પેશી ગઇ પેટ લગન૦ ૨૦
પડયા પદાજીને દેખતા વઢી પડયા વેવાઇ,
ટપલો માર્યો ટીટોડીએ, બટકુ ભરી ગઈ બગાઇ લગન૦ ૨૧
પાટુ મારી રે પતગીએ, કરી કીડીએ ફૂક,
લુચીએ મારી લાકડી, નાખ્યુ નોળીએ થુક લગન૦ ૨૨
આડબોથ મેલી આખલે, ગધે કાઢી છે ગાળ,
ડોળા દેખાડયા દેડકે, સધાઇ કરે શિઆળ લગન૦ ૨૩
વાદર વેવાઇ રિસાઇ ગયા, માકડ મનાવા જાય,
પચાત ડોળા પોપટે મારો વેવાઇને માર લગન૦ ૨૪
મહાજન આવ્યા મલપતા, મોડ બાધીને મોર,
ફુમક લાવી કાગડે, કર્યો શોરબકોર લગન૦ ૨૫
શકરે માડયો સગ્રામને બાણુ મારે છે બાજ,
બહાર કીધો બધુકનો સર્વે ભૂલી ગયા દાઝ લગન૦ ૨૬
પદો લેલીને પખીડા, ઉડયા સૌ પુરપાટ,
વિવાની વરસી થઇ રહી હૈવે વાળેલો દાટ લગન૦ ૨૭

ગાય શીખે ને સાંભળે વીવા પંખીનો ખાસ,
હરકત એને આવે નહિ, પામે વૈકુંઠ વાસ. લગન૦ ૨૮

---

**વાંકજી**—વાહ રે વાહ ! તમે તો ગપાષ્ટક ઠીક ગોઠવી કાઢ્યું છે ! પશુ ને પંખી બંનેનો શંભુ મેળો ઠીક કર્યો છે.

**વિદૂષક**—ચાલો હવે તમને સર્વ અધીરા વાઢા લોકોને પરણાવી દઉં છું. મંગળાષ્ટક ભણીને આશીર્વાદ પણ સમર્પણ કરી દઉં છું

## વિદૂષકનાં મંગળાષ્ટક.

શાર્દુલ૦

આવી જાન અને નિશાન ગડગડ્યા વાદ્યો વીણા વાજતા,
શોભિતા શુભ ફાકડા બણી ઠણી આવ્યા યુવાનો હતા,
શા શૃંગાર સજેલ વેલ સરખી શોભી રહી સુંદરી,
સામૈયું કરતા ન સ્નેહ સમતો **કુર્વંતુ વો મંગલં** ૧
વાગ્યા ઢોલ નિશાન કાન સુણતા ચોકી ચતુરા ચઢી,
જોવા પ્રેમવતી પતિમુખ સતી આવી અટારી અડી,
પ્યારો પ્રાણ સુજાણ ન્યાળી નજરે હરખે બહુ બાલિકા,
ચક્ષુ ચંચલ ચાર અલ્પ મળતા **કુર્વંતુ વો મંગલં** ૨
આવ્યા છે વરરાય અર્જુન ચઢી ઉભા અડી બારણે,
ચોર્યું ચિત્ત હતું ચતુરનયને આનંદ ઓવારણે,
અન્યોઅન્ય પ્રીતિ હતી વિકસતી એવા યુવા દંપતી,
હા ! હા ! ધન્ય સુયોગ એ યુગલનો **કુર્વંતુ મંગલં** ૩
સાસુ સ્નેહ સહીત પ્રીત ધરતી આવી અહો પોંખવા,
શા શૃંગાર સજેલ સોળ સુરતી ચાલે નરો ચોકીયા,

સાડી સુન્દર શોભતી ટીલડીથી મુખચંદ્ર ચળકી રહ્યું,
શોભે શી શચિના સમાન યુવતી **કુર્વંતુવો મંગલં** ૪
પુછ્યા પ્રેમ ધરી ફરી નીરખીને તાણી અહુ નાકને,
ધારી ભાવ પધારીઆ વર પછી ચ્વારી મળી માયરે,
કીધે હસ્ત મિલાપ તાપ ત્રણ તો ટાળી પ્રિયા–કંથનો,
શાણી સ્નેહથી હસ્ત દાબી હરખી **કુર્વંતુવો મંગલં** ૫
ફેરા ચાર ફરી કરી વર તણે સ્વાધીન દા' કન્યકા,
દાવો સર્વ દીધો મૂકી મગજથી હૈયે બધા હર્ખીયા,
આશીર્વાદ વિશાદ યાદ અરપે સૌભાગ્ય હોજો સદા,
પુરા પ્રેમથી દંપતી સુખી થજો **કુર્વંતુવો મંગલ**
દાખી સ્નેહ ભરેલ દ્રષ્ટિ દ્વિજની વોળાવવા વિચરે,
આહા આગણુંમા અતિ હરખથી રમતી સુતા, સાસરે,
સાસુની કરી સેવના સદ્‌ગુણે શોભાવજે કૂળને,
પ્યારી પ્રાણ થકી થજો પતિ તણી **કુર્વંતુવો મંગલં.** ૭
સાંજે જોતી હતી યુવાન યુવતી શી વાટ વ્હાલા તણી,
ઉદ્યોગે પરિશ્રાંત કાન્ત કયમ ના આવ્યા હજી ઘર ભણી,
આવતા પતિપ્રેમથી પ્રણમીને સાનંદ સત્કારતી,
મીઠાને મૃદુ ભાષણે દુખ હરે **કુર્વંતુવો મંગલ** ૮



વાદાઓની વિધુરતા વિનષ્ટ થઇ. ગાર્હપત્યધર્મનું યથાયોગ્ય પાલન કરી પવિત્રતા પ્રાપ્ત કરવાનો સુયોગ સમક્ષ આવ્યો પરંતુ સૂર્ય પશ્ચિમે ઉદય પામે, મેરૂ પોતાની સ્થિરતા છોડી દે, અગ્નિ ઉષ્ણતાનો ત્યાગ કરે, જળજન્ય કમળ કઠણ પર્વતોના શિખરે વિકસે. તો પણ ભાવિની અટલ રેખા ચલિત થાય નહિ.

જેમના ભાવી તેમના સુખથી વિભક્ત હતા જેઓના પૂર્વના કર્મોના પરિણામો રાખ વળેલા અગ્નિ પેઠે ઉપદેશ અને ભય રૂપી આવરણોમાથી ઉપજેલા નીતિપટથી આચ્છાદિત હતા તે ધીમે ધીમે વિખરાઇ જતા વાદળામાથી જેમ સૂર્ય, તેમ પ્રકાશિત થઇ નીકળ્યા અને જેમા મનુષ્ય યત્ન વ્યર્થજ છે, એવા ભાવિની આધીનતાને કુદરતી રીતેજ તેમના અત કરણે સ્વીકારી

પ્રેમી અભિસારિકાઓના અભિસારનો આનદ લેવામા કેટલાક વિધુરો—હવે ગૃહસ્થો—પ્રેમ સુખની ઘડીઓ અનુભવતા હતા ઘરેણા અને વૈભવની પ્યાસ વાળી કેટલીક સ્ત્રીઓ પોતાના ગરીબ સ્થિતિના પતિહૃદયમા અણગમો ઉત્પન્ન કરાવવા લાગી, કેક કર્કશાઓ પતિને અને છોકરાઓને કઠિન શબ્દોની પુષ્પવૃષ્ટિથી વધાવી ધન્ય કરવા લાગી રોગી, આળસુ, અશક્ત અને ઢોગી સ્ત્રીઓ પોતાના પતિની સેવાથી નેવાવા લાગી ' હા નવુ નવુ નવ દહાડા, તાણ્યુ તોષ્યુ તેર દહાડા ' એ પ્રમાણે ભોજનને અકરાતીયા થઈ ખાનાર જેમ આખરે કટાળે છે, ને દુ ખ વહોરી લે છે, તેમ આ પૂર્વના વિધુર ગૃહસ્થો પરિણામે પોતાની સ્વત ત્રતાના વેચાણથીજ કટાળ્યા ધર્મરાયનો નીતિપટ તેમના હૃદયમાથી ધોવાઇ જવાવા માડયો, દભી પુરુષો ક્રિયાઓના વિશ્વાસુ પ્રેમને મીઠા વચનોથીજ છેતરવા માડયા. કવિરત્ન ન્હાનાલાલે એક વાકય કહ્યુ છે કે ' પતિના હૃદય જેવુ તો પ્રિયતમાને પુસ્તકે સ્પષ્ટ વ ચાતુ નથી ' એ વાકયની સત્યતા સિદ્ધ કરતી હોય તેમ કેટલીક સ્ત્રીઓ એવા દભી પુરુષોથી અસતુષ્ટ રહેવા માડતા ગૃહમા સ્વર્ગીયતા નષ્ટ થઇ

ખર જેમ સાકરનો સ્વાદ સમજી શકતો નથી ઘુવડ સૂર્યના પ્રતાપને જાણતો નથી, તેમ નીચ—અલ્પ સંસ્કારી મનુષ્યને વિચળ

અને એક પત્નીવ્રતના મહાન ગૌરવની સુગંધ પણ નથી નર્કનો કીડો જેમ નર્કમાજ તેમ લંપટ પુરુષ પોતાના શૌર્ય, કાન્તિ, રસિકતા ને પૌરુષ્યની સફળતા લંપટતામાજ જુએ છે પર સ્ત્રી પર એ પરવાઈ તે તેને મન પરૂત્વની નિશાની છે આહા પણ તેને સુધારવાને અસમર્થ નીવડે તો અન્ય પ્રયત્નોનુ ફળ શૂન્યતામા પરિણામે એમા શુ આશ્ચર્ય !

સોરઠા

શ્વાન પરે ધરી હેત, અહાર કરે મોદીકનો,
એને પ્યારી એઠ, ફરે ગોતતો ગામમા
શિયળ રૂપ શૃંગાર, હાર અરુ શશીકાન્તનો,
શુ નીચ નરને નાર ભાગ્ય વિનાના ભોગવે

---

વિમળદાસ, વિશ્વાસદત્ત ઇત્યાદિ વિધુરો અવળે રસ્તે વહેનારાઓને શિક્ષા અને પૂર્વ સ્મૃતિ માટે અનેક વખત કડક બોધવચનો કહેતા પરતુ કૌસ્તુભમણિને જેમ કાચ, સૂર્યને જેમ અંધકાર, તેમ તેમને એનો સ્પર્શ થઇ શકતો નહોતો, પનઘટપરની શીલાના પ્યાસીજનો ખાસી મઝા લુટાતી હોય તેમ પોતાની વૃત્તિની અનુકળતાવાળુ સ્થાન જોઇ બેઠક રાખવાનુ ચિત્ત ખસેડી શકતા નહિ ઉપદેશ રૂપે નીચેના વચનો કોઇ કોઇ જનો તેમના કર્ણમા અગ્નિમા જળની પેઠે રેડતા હતા

**મનહર.**

પરનારી સારી ધારી વૃત્તિ દુરાચારી ધારી,
જુવાની તમારી જખ મારવામા જાય છે,
શેક થઇ વેઠ કરી પાપે રહ્યા પેટ ભરી,

ગેહાઈ તમારી જાય મારવામા જાય છે.
થયો ધનવાન પણ દીધુ ન બદામ દાન,
એવું ધન ધાન જાય મારવામા જાય છે,
ધરી અવતાર નહિ ભજ્યા કિરતાર ક્યાર,
એનો અવતાર જાય મારવામા જાય છે

કોઇ વખત એકાદ મહાત્મા પધારતા, તેમના મુખમાથી પણ કોઇ કોઈ શાસ્ત્રના દાખલાઓ સાભળતા, કે પુરુષનું ષંઢત્વ સારૂ પરંતુ પરસ્ત્રીગમન બહુજ નિંદવા લાયક છે કહ્યું છે કે

वरं मौनं कार्यं न च वचनमुक्तं यदनृतं
वरं क्लैब्यं पुंसां न च परकलत्राभिगमनम् ।
वरं प्राणत्यागो न च पिशुनवाक्येष्वभिरुचि
वरं भिक्षाशित्वं न च परधनास्वादन सुखम् ॥

( જુઠું વચન બોલવુ તે કરતા મુગા કામ કરવુ તે સારૂ, પરસ્ત્રીગમન કરવુ તે કરતા પુરુષને નપુંસકપણું સારૂ, પિશુનવચનોમા ઇચ્છા રાખવા કરતા પ્રાણત્યાગ સારો, પરધનની વાછના કરતા ભીખ માગની સારી. )

વળી અત્યારનુ આ યૌવન જાગવામા વિનાશ થઈ જશે

अर्थाः पादरजोपमा गिरिनदीवेगोपमं यौवनम्
आयुष्यं जललोलबिंदु चपलं फेनोपमं जीवितं ।
धर्मं यो न करोति निन्दितमतिः स्वर्गार्गलोद्घाटने
पश्चातापयुतो जरा परिगतः शोकाग्निना दह्यते ॥

( પૈસા પદરજની ઉપમાને યોગ્ય છે, નદીના વેગની પેઠે યૌવન છે, આયુષ્ય જલના ચપળબિન્દુ જેવુ છે, ફીણના સરખુ જીવીત છે. જે નિન્દિતમતી નર ધર્મ કરતો નથી તે મરણ સમે વૃદ્ધાવસ્થામાં પશ્ચાતાપથી વેરાયલા શોકાગ્નિથી બળે છે )

વળી

**महता पुण्यपण्येन क्रीतेयं कायनौस्त्वया ।**
**पारं दुःखोदधेर्गन्तुं तरयावन्नभिद्यते ॥**

---

( મોટી પુણ્યરૂપી કિમત વડે તારાથી આ કાયારૂપી હોડી ખરીદાયલી છે, અને તે દુખનસમુદ્રની પાર જવા માટે જ માટે જ્યા સુધી તે નાશ પામે—ભેદાય—નહિ ત્યા સુધી તરીલે )

તમને તમારો યશ—આબરૂ—દુષિત થાય તેમા તો જાણે કશો વાંધો જ જણાતો નથી પરંતુ સજ્જનો કહે છે કે—

**नभीतो मरणादस्मि केवलं दूषितं यश ।**
**विशुद्धस्य हि मे मृत्युः पुत्रजन्म समःकिल ॥**

( હુ મરણથી ડરતો નથી, કેવળ યશ દૂષિત થવાથી ડરૂ છુ વિશુદ્ધિમાજ મારૂ મત્યુ થાય તે મને પુત્રજન્મ સરખુ ખરેખર છે )

**રાગ ચાબખાનો**

ધીક છે ધરણીના ધુતારારે નિશ્ચય નર્કે સચરનારા
પનઘટ પર જ્યા પ્રેમદાઓના વૃંદ ભરે છે વારી,
નફટ નજરો નાખતા બેઠા દુષ્ટ પુરા દુરાચારીરે ધીક૦ ૧
નૈતમ નિહાળીને નારી નફટ નર, નવા કુતર્કો વિચારે,
પાપ વૃથા મનવાણીથી બાંધે, જાનાગ જમદ્વારે રે ધીક૦ ૨

શિયળ છે શણગાર સજનનો એને મૂક્યો એકકોરે,
ભય ભૂધરનો ભીતરમા નહિ છક્યો જુવાનીને જોરે રે ધીક૦ ૩
સીધે મારગ જે સજ્જન સચગે નિદીત તેને બનાવે,
પતિપત્નીનો પ્રેમ તોડાવા વે'મ વૃથા વળગાવે રે ધીક૦ ૪
લલનાઓને લલચાવાને લપટ ફક્કડ થઈ ફરનારો,
ત્રાએ સચગતો શ્વાન સમાન ભાન ભૂલી કુકામ કરનારો રે ધીક૦ ૬
અન્યતણો હક આપ ભોગવતા, ચતુર ચિત્ત વિચારો,
માફ મોહનજી પાપ તમારા, કોદી નથી કરનારો રે ધીક૦ ૭
રાતદિવસ હદે રામા રટે રચ વચક પ્રપચ ના નિવારે,
શ્રીહરિ સગે એવી સાધે સુરત તો તુરત ભવજળ તારે રે ધીક૦ ૮
માર મહોકમ જમદૂત તણો તે કેમ કહો સહેવાશે,
હરિશકર કહે હરિહજુરમા પ્રાણી પુરણ પસ્તાશે રે ધીક૦ ૯

---

દુનિયામા જો વધારે નીચના કે પશુત્વ પ્રાપ્ત કરાવનાર કોઈ હોય, ખરેખરૂં શરમાવા જેવું કૃત્ય હોય, માણસનુ મનુષ્યત્વ નાશ કરતુ હોય તો પ્રથમ દરજ્જે પરસ્ત્રીગમન છે

લજાય છે માત તાત, પાએ જોડાવા કો હાથ,
નીચ નારી નાથને પ્રણામતા લજાય છે,
પોતાની મોટાઈ મદ મનાતા લજાય લોક,
સાગર સભામા શઠ જતા શરમાય છે
મુરખના મે'ણા ટોણા જોણા વાળા વગોણાથી,
ડરી મૂઢ ધર્મધ્યાન ધરતા લજાય છે,
પણ ખરી ચોરી જારી લોકને લજાવનારી,
એજ દે વિદારી બીજે બીકણ મટાય છે.

---

ઉપરના વચનોએ અને અનેક વખતના ઉપદેશોએ કોઇકના જ અંતઃકરણને આરસીમા ઝીલાતા પ્રતિબિંબ પેઠે અસર કરી બીજાઓને તો જેમ સાપને પયપાન તેમ અધિક ક્રોધરૂપી ઝેરનો ઉત્પન્નકર્તા થઇ પડ્યો અથવા તો સમજાવેલા હજાને જેમ ચળકાટ તેમ તેમના પર તેની પ્રતિભા પડી ખરી, પણ પાછુ પડી રહેલા લોઢાને જેમ કાટ, તેમ તેમને પનુગ્રત્તિએ નીચ બનાવી દીધા પરિણામે યમદૂતો પ્લેગ, કોલેરા જેવા ભયકર રોગના સ્વરૂપ લઇને તેમના પર આક્રમણ કરી કૃત્યનુ ફળ આપવા આવ્યા તેમણે વાદાઓમાના તે લપટ નરોનુ રાત્રિ પૂર્ણ થતા જેમ ઘુવડનુ, ગ્રીષ્મના આગમને જવાસાનુ, દિવસના અંતે જેમ જળજાતાનુ, તેમ સૌભાગ્ય નષ્ટ થયુ એ રોગો રૂપી મહાશત્રુએ તેમની પરિશ્રમે પ્રાપ્ત થએલ, પણ વાયસકોટે રત્નની પેઠે અપાત્રતામા અપાયેલ રત્નકણિકા, ઉકરડામાના રત્નને જેમ મમળી લઇ જાય તેમ હરણ કરી. પરિણામે પશ્ચાતાપ એજ તેમનો સાથી રહ્યો. અશાંતિ અને ચિંતા એજ તેમની સ્ત્રી રહી.

પશ્ચાતાપ અમાપ એ સુહૃદને ચિંતા અશાંતિ પ્રિયા,
માતા લપટતા પિતા રિસપણુ બંધુ પાપિષ્ટતા,
સતાનો મદ, મોહ કામ, જુઠ ને બ્હેની દયાહીનતા,
હા ! હા ! કર્મવિપાક આ શુ ન કરે સદ્ભાગ્યથી ભિન્નતા.

ખરેખર નવાઈ નથી કે ધર્મરાયના સત્મએ હણ ભાગ્યનાળી બનેલા વાદાઓનુ છેવટે પોતાની સ્થિતિપર પતન થાય જ શ્રીયુત સાક્ષર ગોવર્ધનરામની નીચેની પંક્તિ તેમના માટે સાર્થક થાય છે.

" અવની પરથી નભ ચડ્યુ વારી પડેજ પાછુ ત્યા ને ત્યા,
ફુકુ કર્મ ફુકુ રહેવાને સરજેલુ આ ધરતીમા,
નભ વચ્ચોવચ્ચ રંગીન થાતા ગરુડરાજની પાખ થકી,
સુભગ ઘડીક એ બન્યુ નવાઇ ન એ દશા જો નાજ ટકી

# વિનોદ વાટિકા—દ્વિતીય પુષ્પ.

## શૃંગાર.

### સ્તુતિ

( સુંદર શિવમંગલ ગુણગાઉં ઇશ્વરા. એ રાગ )

વંદન વિભુ મંગલકર પરમ ઇશ્વરા,
અર્ખીશ્વર અધમોદ્ધારક, અતિ મનોહરા, વંદન
દીનદયાળ પ્રભુતપાળ બાળકો અમે
ચરણશરણ સ્મરણ ચાહ હૃદયમાં રમે,
શ્રી ભગવાન સુમતિ—જ્ઞાન દાન દો તમે.
પ્રથમ સ્મરીને, હરિને પ્રીત ધરીને નયનભીને ઉપકૃતિને
રમરૂ મહેશ્વરા. વંદન

### સ્નેહકથન.

સંસારનું સર્વસ્વ સ્નેહમાં નથી શું ?

નવદંપતીઓનો જીવનરૂપ સ્નેહ, શુદ્ધ સુહૃદોનો સુખ સંદેશરૂપ સ્નેહ, ગેહે ગેહેમાં છેહ રહિત વ્યાપી અલખની લલિત લેહનથી લગાડતો ?

જનનીના હૃદયદર્પણમાં બાલસ્નેહનું પ્રતિબિંબ જોયું છે ?

પશુ, પક્ષીને સમસ્ત પ્રાણી—વનસ્પતિ અને જડ વસ્તુઓ—સ્નેહને માટેજ જીવન ધારણ કરી રહ્યાં નથી શું ?

ક્યાં છે સ્નેહ વિના સૃષ્ટિનું સૌંદર્ય ?

રૂપવાન પણ ગુણહીન ગોરીને રમણથી તિરસ્કાર મળે છે,

રૂપહીન રામા પર રસિકપતિ જીવનને કુરબાન કરે છે, કોણ કહેશે કે સ્નેહમા સૌંદર્ય સુખ, રસાસ્વાદ, માધુર્યની ઝલક નથી ?

એ ! સ્નેહ રસપાનમા પરિતૃપ્ત બનેલા !—

એ સ્નેહરસિયા ચિરતારુણ્ય ભર્યા નવદંપતી ! વરસાવો તમારા સ્નેહની અમીધારા આ આતુર જગતપર

છલકાતા સ્નેહે અપરિચિત અતિથિ પણ જ્યા સત્કારાય છે,
ઉભરાતા સ્નેહે અવિનાશી પ્રભુના યશોગાન જ્યા ઉચ્ચારાય છે,
પ્રસરતા સ્નેહે પામર નિરાશ્રિતોને જ્યા પોષાય છે,

ઝલકાતા સ્નેહે જ્યા પતિપત્ની વંદનીય રૂપે જગતના આદર્શ રૂપ અવલોકાય છે

ત્યાજ ! ત્યાજ ! પ્યારા !
પમરી રહ્યો છે સ્નેહપુષ્પનો પુણ્ય રસગંધ —
ત્યાજ ! ત્યાજ ! પ્યારા !
પ્રકટી રહ્યુ છે ઇંદ્રને ઈર્ષા ઉપજાવનાર નંદન વન—
ત્યાજ ! ત્યાજ ! પ્યારા !

પદપંક્તિઓ પ્રભુતામા પરવરે છે તે પુણ્ય પ્રેમી પતિપત્નીની અને ત્યાજ વસી રહી છે પરમાત્માની પૂર્ણ કૃપામૃત ધારા

ચિંતા, હાનિ અને અશાંતિ એ સ્નેહના શત્રુ નથી શુ ?
દયા ધન ! પ્રભુ ! જીવનપ્રાણ !
એ અણમૂલ સ્નેહ આપો, અવર કઇ પણ અપેક્ષા નથી
બસ ! એકજ સ્નેહનુ નિર્મળ વહેણ અમ અંતરોદ્યાનમા વહો.
હા ! કૃપાસાગર ! ત્યાજ તારૂ સ્થાન છે કે જ્યા સ્નેહ છે.

# અભિસારિકા.

## ( મંદાક્રાન્તા. )

ચંદ્રિકાએ સુભગ સિત શી શાંત રશ્મિ પ્રસારી,
રેલ્યુ વિશ્વે પીયૂષ પ્રીતિનુ માત્ર આનંદકારી,
રીસાએલા પ્રણય કલહે દંપતી ધીંગ છોડી,
પ્રીતિ રંગે રસબસ થયા માન ને ગર્વ મોડી ૧
ત્યાં વેંનીઆ ધવલ શશીની દિવ્ય માધુર્ય હેલી,
રેલાવતી નવલ પટમા આ અભિસારિકા શી ?
મુગ્ધાવસ્થા તજી ઝબકતી કામસ્પર્શી યુવાની,
ગાલે એની સુરખી ઉતરી શર્મયુક્ત ગુલાબી ૨
પાયે તીણા નૂપુરરવની દિવ્ય સંગીત ધારા,
સૂણી સ્તબ્ધી ગગનરજની–કૌમુદી–ચંદ્ર–તારા,
કામી ચેષ્ટા કરી શીતળ તે સ્પર્શ તો અંગ વાયુ,
શ્લેષ સ્મર્યું મધુર મુખડું મંદહાસ્ય છવાતું. ૩
વેગે જેવી સરલ સરિતા સિંધુ સામીપ્ય દોડે,
તેવી વેગે ચપલ પળતી આ અભિસારિકાયે,
રોમાચોએ અનુભવી રહી પ્રિયના સ્વપ્ન મીઠા,
કેલિ સ્મર્યું લલિત વપુમા રમ્ય શો કંપ દીસે. ૪
'સાહી હસ્તે હૃદય ધરશે મર્દીને કાય કુળી,
એ વેળાએ વિજન મહીં હા ' અંગ સ્થિતિ થશે શી ?'
એવા એવા મધુર સ્ફુરતા તર્કઘેલી રસીલી,
આવ્યુ જોતા ભવન પ્રિયનું મુગ્ધ ભાવે મુઝાતી ૫
'એ દેખાયુ ભવન પ્રિયનું શ્વેત શોભે અલિંદે,
સેતા હોશે સુખકર હવા હર્મ્ય વાતાયનેએ;

યા જોતા એ મુજતર્ણો હશે વાટ 'વ્હાલી ન આવી'
એવુ કે'તા કંઈક નવલી ગુંથતા સ્નેહ ગ્રંથિ ૬
અર્ધો મારા ક્યમ ઉપડશે નાથ સામે જવાને,
આવે લજ્જા બહુ બહુ બજ્યુ બાળતો આ અનગે,
નૂપુરોના સુરથી ચમકી નાખશે મોહ દષ્ટિ,
એ વેળાએ ક્યમ કરી અહા ! જોઈ સામુ શકીશ ૭
એવુ કે'તી રસિક મનમા દ્વારમાહે પ્રવેશી
જાતા ઉંચે પગ ન ઉપડે દાદરે સ્તભતી'તી,
ઉંચે જોતા ફરી અટકતી સ્તબ્ધ લાજે બની'તી,
શુ થાશે એ પ્રિય શુ પૂછશે ? ગમ્ય તર્કે મુઝાતી ૮
એવી રીતે તુમુલ મનના રમ્ય સંગ્રામ માહે,
ખેલી વેલી ખીલી ઝીલી રહી સ્તબ્ધતા સ્નેહ કુંજે,
સાલે તીખા શર સ્મરતણા કંપ રોમાચ અગે,
શી મુગ્ધાની તરલ મધુરી સ્થિતિ એવે પ્રસંગે ૯
ઉંચે જોતા ઝગઝગ ઝગે તારલાજ્યોત તેવી,
સ્નેહ જ્યોતિ અર્મીરસ ભરી ઉર ઉજાસતી'તી,
ને ચદ્રિકા જ્યમ જગ રસે શ્વેત રશ્મિ પ્રભાએ,
તેવુ એનું હૃદય રસિયુ પ્રિયની દિવ્યતાએ ૧૦

× × × ×

છુપાએલા કપટ ધરીને એ સ્થળે બે નૃશમા,
એ મુગ્ધાના મધુર સ્વરૂપે મોહ પામેલ દુષ્ટો,
એ વેળાએ નિરખી વિજને એકલી બાલિકાને,
ચેતી ઉઠ્યા હરણ કરવા ગ્રામ સંજ્ઞા કરીને ૧૧

અનુષ્ટુપ—હિંમતી પ્રેમહિંચોળે ચાહે પ્રિય સમાગમ,
ન જાણે ભાવિની રેખા આશાના શુભ સ્વપ્નમા

એકાએક આવ્યા ત્યાંય, નિર્દય બે નરો પલમાંય,
ગ્યામજ વેશ શ્યામલઅંગ, શ્યામલ કર્મનો સત્સંગ ૧૩
સુણતાં કંઈક પગ સંચાર, નિરખી તુર્ત ત્રાસી નાર,
કરી નહિ એક શકી ઉચ્ચાર, ગૂંઢી દૃષ્ટે કળી સુકુમાર ૧૪
વસંતતિલકા—ડૂચો દઈ મુખ મહીં ઝટ સ્કંધ લીધી,
બાંધી બને કર, બીજે અસહાય કીધી,
ધારી શિકાર મુખમાં મૃગરાજ નાસે,
( તેમ ) નાઠા ત્યમે અમૂલ માલ મળ્યે ઉલાસે. ૧૫
અનુષ્ટુપ—ચેષ્ટાઓ પ્રમદા કેરી જોતો ગુપ્ત પતિ હતો,
દુષ્ટતાની સીમા જોતા કંપ્યો કાળ સમો રીમે ૧૬
વસંતતિલકા—' કાળાં તમામ તમ કૃત્ય લહી હમેશાં
' જોતો હું વાટ તમ ઘાટ ઘડું ખરે ' કથ્યા ?
' આજે તમેજ નિત મોત લીધેલ માગી,
' પામો હવે જમપુરી મધુરી અભાગી. ૧૭
' આશા અને મધુર સ્વપ્ન મહીં મચેલી,
ચુંટ્યા વિનાની કળી દુષ્ટ ' હરી નવેલી—'
એવું વદી વિફરતો વિકરાળ વ્યાળ,
ધાયો ધરી કર અસિ શિર લાગી ઝાળ ૧૮
દંતો ડસે ભ્રમર કોપભરી વિકાસે,
છે લાલ મુખ રીસથી કરી દોટ શ્વાસે,
લે દુષ્ટ આ ફળ હરી હરિણાક્ષી તેનું,
માર્યું કહી ખડગ પાછળ તોડી જાનું ૧૯
ત્યાં તે પડ્યો તુરત નાર રહિત નીચે,
ધાયો ધરી ખડગ અન્ય ચૂરો સમીપે;

તેનું કુહાર જ્યમ કુમળી કેળ કાપે,
( તેમ ) કાપ્યુ કલેવર અસિથી અનત તાપે
અનુષ્ટુપ—કરીને નાગ બંનેનો મુર્છાગ્રસ્ત પ્રિયા તણી,
શાન્ત્વના કારણે આવ્યો, પ્યાસી સુંદરતા તણો
દોહરા—શોભીના શણગારમા, શો નાગે અભિસાર,
ધન્ય પ્રિયા તનમન બધુ, તુજ મુખ ઉપર વાર
સુંદરના અમ્બખિલનનુ કરતો પ્રેમે પાન,
બોલ્યો સમજુ પણ ખરે, ભૂલ્યો બુદ્ધિ સાન
સ્વસ્થ થતા ઝટ શાતિથી ચેત્યો ચતુર સુજાણ,
ધન્ય કરૂ કર આજ આ તુજ સ્પર્શે મુજ પ્રાણ
કહીં એવુ કમ્મર કસી તરત થયો તૈયાર,
રક્તવર્ણ શબ દુષ્ટના ફેક્યા ખીણ મોઝાર
મંદાક્રાન્તા—ઉપાડીને મૃદુલ કૂલશી હસ્તમા કોમળાગી,
આવ્યો ચાલી શયન સદને નાથ પર્યંક પાસે,
અંકસ્થાને મૃદુરમણીનુ રાખીને ઉત્તમાગ,
બેઠો ઢોળે વ્યજન મધુરો અગ વ્યાપ્યે અનગે.
નાજા ગૂથ્યા અલક ઉપરે ફેરવી હસ્ત પ્રેમે,
નીચો થઇને અધરપુટને પ્રેમમુદ્રા સમર્પે,
ત્યા તો પેલી તરલ મૃગીશી નેનને સે'જ ખોલી,
જોતો પ્યારી ચકિત નજરે હર્ષઘેલી જણાતી
વિંચાએલી નયન ઉપરે પુષ્પ ધન્વા ધનુશી—
વાકી કાળી ભમર પરથી તીર છોડ્યુ અનગે,
વીધ્યુ તેણે હૃદય નરનુ તર્ન વ્યાપી અધીર,
નેત્ર જામ્યો મદન રસનો રગ બેને નવીન.

# અનિલને.

## મંદાક્રાન્તા.

જોને વાયુ રમણુ વિરહે મુગ્ધ એ કામલાગી,—
મ્થ ભી ઉભી [1]હરિતવદની, ચન્દ્રિકાશી રૂપેરી—
બુટ્ટાવાળી નવલ કિમતી સ્નેહભીંજી સુવાસી—
અંગે ધારી રમણુ રિઝવા પાગદર્શીય સાડી ૧
જોતી ઉભી તરલ નયને વાટ વ્હાલા સખાની,
[2]પર્યંકેથી ઘડી ઘડી ઉઠી દ્વારની બા'ર આવી,
' ન્યારે કોડે હૃદય મણિને ભૂજ પાસે ભરીને
' કામાવેગે અધીર બનવુ મંદ હાસ્યે હરીને ૨
' ક્યારે કંપુ રમણુ કરના સપ્ન આલિંગનેથી,—
' ચંપાએલા [3]પયધર તણી પૂર્ણ પીડા સહીને,
' પોઢાડીને કુસુમ શયને કોડથી જોઈ કાન્તિ,
' ક્યારે ચાંપી વિપુલ ઉરજે[4] સ્યામને પામુ શાન્તિ ' ૩
પ્રત્યાઘાતે કુસુમશરના[5] દાહતા અંગ અંગે,
થાવા શાન્તિ રમણુરતિને ઇચ્છતી એ પ્રસંગે
જોશે આવ્યા મધુર હસતા નાથને જ્યાં રસીલી,
લજ્જા પામી [6]અવનત મુખે સ્તબ્ધ બાળા થવાની ૪
કિન્તુ લજ્જા પરિચિત પ્રીતે ના ટકે ચીર સ્થિર,
તારા મૈત્રી નયન રચતા યુગ્મ થાશે અધીર,
સાથે એના હૃદય ધસશે ભેટવા ભૂજપાશે,
ને વીંટાશે રમણુ હૃદયે હર્ષઘેલી ફુલાશે ૫

---

૧. ચન્દ્રવદની. ૨. પલંગેથી ૩. સ્તન ૪ વિપુલ=મોટા, ઉરજ=સ્તન.
૫ પુષ્પના બાણુવાળો કામદેવ ૬ નીચુ નમાવેલું.

ત્યારે તેના અનિલ જઈનું હર્ષ અગ્રે તમામ,
બે'રાથીના લવ મુકવજે સાધજે કાર્ય આમ
બાલીકાની અલક પગની અંશુકા સ્કંધ આણી,
વ્હાલા કેરા નયન હરતું દૃશ્ય દેજે નવીન ૬

મુગ્ધાઓમાં મૃદુલ લહરે કંપ રોમાંચ પ્રેરી,
દે આશ્લેષ સજડ ચુમના અંગ પે ડંકી લે'રી,
ધીરો ધીરો [1]પ્રતનુતનુનો શ્વાન સીત્કાર ધારી,
સાડી દેજે [2]શ્લથશ્રથનથી યોગ્ય કાળે વિખરી ૭

[3]નીવી છૂટયે વિકલ યુવતી દેખશે તું છુપાતી
એ વ્હાલાના ભૂજ યુગ વિષે વેગથી બાઝી જાતી,
અંગો અંગે શરમ વિધુરી ના શકે ઉચું ન્યાળી,
પ્રસ્વેદથી વપુ ભીંજી જતા [4]લોલ હર્ણી સમાણી ૮

કોટીધાએ શ્રમ તજવા હામ ધારી શકે ના,
દૂરે દેખ ઝગઝગ થતા હોલવાતા ન દીવા,—
એ વેળાએ શીતળ મુખદા નાખીને તારી લે'રો,
શાન્તિ દેજે તરલ નયની સુંદરીને મુઝાતા ૯

વેણી પુષ્પો [5]કચ વિખરતા પાડીને જોય તું ત્યાં,
[6]પુષ્પેષુશો કુસુમ શરનો વર્જનારો થજે હા!
નયોંઢામાં નવલ યુગને શાન આનંદ લેતાં,
એકાંતે તું નજી દૂર થજે મંદ વાજે વઢી વા ૧૦

સંયોગાન્તે વસન સજવા ઇચ્છતી નાયિકાને,
તૂઠેલો થૈ અનુકૂળ થજે દીપ દેના બુઝાવી,

---

૧ નાની સુંદરી. ૨ ઢીલી ગાંઠ. ૩. વચ્ચેની કમર આગળની ગાંઠ. ૪ ચંચળ. ૫. વાળ. ૬. કામદેવ.

ગ્રામારોમાં પુરણુ સજવી મદ વાજે પ્રમોદે,
એ જોડાને રસ બસ થવા રમ્ય વાર્તાવિનોદે. ૧૧

---

## પવિત્રતા.

### શિખરિણી.

પડે ન્હાના ચક્ષુ કુમકુમિત રેખા કમનીય,
જતી હસ્તી ચાલે રસભરી રસિકા રમણીય,
મધુરા ગાત્રોની ઝલક પટમા કંચન સમી,—
હલાવે હૈયાને હલક યુવતીના ગમનની ૧

અનુષ્ટુપ—જતા જેણે નથી જોઇ, ઉદ્યાને રમણીલતા,
ન તેને ખ્યાલ એ આવે વિષકીટ અમી યથા ૨

વસંતતિલકા—ખીલી લતા લલિત પુષ્પ ભરી ફુમામે,
પુષ્પો મધુર સુરભિ મનને ઉલાસે
એમા અમોઘ શર મન્મથના પ્રમાણે,
આ અપ્સરા ઉતરી નંદનમા ક્રીડાર્થે ૩

શિખરિણી—જતી આ બાળાને તરુણ નર એકે નિરખતા,
અતિ સૌદર્યેથી પદ અવર પથેથી અટક્યા,
રહ્યો ઉભો જોતો મધુર સુરતિ સુંદરી તણી,
નકી આકર્ષાતુ મૃદુ મધુર સૌદર્ય નિરખી. ૪

અનુષ્ટુપ— ઉત્સાહી રમ્ય બાંધાનો તેજસ્વીય તરુણ તે,
વિદ્વતા સદ્ગુણે જાણે અર્પે ઓજસ ઉંજળુ
જતા સૌદર્યની દેવી નિહાળી નેત્ર ઠારતો,
બનીને સ્તબ્ધ એ વાક્યો હૃદયથી બોલતો હતો ૫

વસંતતિલકા—' આનન્દકન્દ મુખડું નયનાભિરામ,
' સૌંદર્ય માર્દવ તણુંય અનન્ય ધામ,
' કૌમાર તેજ લસતું સુલલિત આસ્ય,
' માધુર્યમાં મળી જતી મુખરે કુમાસ
' મેં ન્યાળતા નયનનું નિર્વાણ લીધું,
' કૈં કૈં મનોરથ કરી મન વ્યગ્ર કીધું
' પીધું કદી ન અધરામૃત આ પ્રિયાનું,
' તેનોય નિષ્ફળ અહો ! નક્કી જન્મ માનું ૭
' એવું સુકોમળ મળે સુખ કેમ સારૂ,
' એવું નસીબ નવ હોય કદી અમારૂ ''
એવો વિચાર નર એ કરતો રસાળી,
થૈ અન્ધ એ રમણીનેય રહ્યા નિહાળી ૮

× × × ×

અનુષ્ટુપ—ગુલાબી પુષ્પથી છાયો, આવ્યો છોડ ગુલાબનો,
રોકાઇ ત્યાં ક્ષણું ગમા, જોતી જોડ કુમાસની ૯

ઉપજાતિ— કુંવા નવી કુંપળ શા કરેથી,
ગુલાબ ચુંટયું મધુરૂં ધીરેથી

વસંત— ગોરી સુગોળ કર અગુંલીએ ધરેલું,
લાવણ્યમાં ગુલ કૃતી લસતું અનેરૂં ૧૦

મન્દાક્રાંતા—એ'ની તારા મધુર સ્પરશે સૌભાગ્યશાળી,
કે'તી એવું સરખીં સજની આવી પોચી રસાળી.
ખેંચી તેનું શિરથીં ચીરને ગુંથી વેણી ગુલાબે,
એ દશ્યોથી તરુણ નરનું હૈર કમ્પ્યું ઉછાળે, ૧૧

અનુષ્ટુપ— અતિશે શ્યામતાવાળી છતા સૌંદર્ય વેણીમા,
અહો ! આ આટલુ ભાસે, તારા સંગ થકી સખી ૧૨
ઉચ્ચારી એમ શાણીનુ સખી ચાતુર્ય ચોરતી,
વદે જે વેણુ તે તેથી કલેજુ કોરતી હતી ૧૩

મંદાક્રાંતા—તાજા ખીલ્યા કુસુમ સરખી બ્હેન તારી યુવાની,
વીત્યે થોડા રમણીય દિનો નાથને અર્પવાની,
જેવી આજે વન ઉપવને તું રમે હર્ષ ધારી,
તેવી તારા તન ઉપવને ક થશે ક્રીડા થવાની ૧૪

વસંત—લજ્જાભર્યુ લલિત એ ઝલકિત આસ્ય,
નીચુ નમી ભૂમિપરે ભરતુ પ્રકાશ,
એ રમ્ય રંગ નીરખી કૃતકૃત્ય થાવા,
નીચો નમ્યો દિનમણી મુખદર્શ પાવા ૧૫

અનુષ્ટુપ—જડેલા આરસે આવ્યો, હોજ પાણી ભર્યો પુરો
કિનારે ન્યાળતી બાળા, પોતાના પ્રતિબિંબને ૧૬

મહાક્રાન્તા—સાહેલીને વચન મધુરૂ એમ એણે ઉચાર્યું,
ના'વા માટે શીતળ જળમા બ્હેન છે ચિત્ત મારૂ,
તો સ્નાનના તે અવર ધરવા અંબરો આણ વા'લી,
કંપે મારૂં દીલ ગરમીથી ચોપથી જાતુ ચાલી. ૧૭

અનુષ્ટુપ.—અધીરી આવડી થૈને કરે ચાતુર્ય શુ સહી !
પતિને પૂરવા હૈયે નિશાઓ પાચ છે રહી ૧૮

વસંત—એવું કહી સહી ગઇ તહીંથી ત્વરાથી,
સૌંદર્યમુગ્ધ રમણી જળ જોતી ઉભી,
શું દેવીના દરશને જળદેવી આવી,
છાયાજ એવા જળમા ઝળકે રસાળી ૧૯

મંદાક્રાન્તા —હા ' હા ' ત્યાં શો, સજનીં પળતાં, પ્રાણહારિ પ્રસંગ,
સ્પર્શ્યો જોયો, નિજપદ કને ભામનીએ ભૂજંગ,
ત્રાસી ત્યાં તો પગ સરી પડી હોજના નીર માંહે,—
તે દેખીને તરુણ ધસતો બાલિકાની મદાયે ૨૦

વસંત૦ જોઈ શક્યો ન ક્ષણ એક ધસ્યો સહાય,
શીઘ્રે પડ્યો જળ મહીં બનવા સહાય,
બાઝી પડી નર ઉરે ફૂલ શી કુમારી,
બાહુબળે જળતટે મૂકી ઉગારી ૨૧

અનુષ્ટુપ અંગ પ્રત્યંગમાં એનું ભીંજાયેલ દુકૂલ તે,
ચોટીને લોપતું લજ્જા, બાળાની પ્રાણથી પ્રિય, ૨૨

મંદાક્રાંતા ઝીણું ઝીણું દુકૂલ સઘળું ચોટતાં અંગ અંગ,
ગોરૂં ગોરૂં સરવ દિસતું અંગ એનું અભંગ,
ગોરા ગોરા સ્તન ઉપસતા નાભિ ને જાનુભાગ,
સૌ સુભાગો પ્રકટ પરખી કોણ ધારે વિરાગ? ૨૩

વસંત૦ વળિ યુવાન નયનો બહુવાર ભીંજે,
તોયે વળે બળ કરી રમણી સમીપે;
રોમાંચ કંપ પ્રકટી સઘળાં અનંગે,
તેયે મતિહીન બન્યો ક્ષણ ભાનભંગે ૨૪

અનુષ્ટુપ ભાનમાં આવી ત્યાં બાળા, ભાળી આભારથી અને,
ન્યાળતાં અંગ પોતાનું, લજ્જાથી વ્યાકુળી બને ૨૫
ધ્રૂજતા અંગથી એણી, ધારી ધીર શકી નહિ,
ધસી એ હોજમાં પડવા, લજ્જાની અવધી થઈ ૨૬

વસંત૦ ત્યાં એ ધસ્યો ભય ભર્યો રમણી પળાડી,
સાહી જતાં જળ તટે ઝટ અંગ સાડી

મધ્યે ચોરાણુ ચોર ત્યા ઝટ બાથ ઘાલે,
આવ્યા ઉરોજ ધન બે કરમા અજાણ્યે ૨૭

મન્દાક્રાંતા
હસ્તો સ્પર્શ્યા સઘન ઉદતા, બાલિકાના ઉરોજે,
જાણે માલ્યો મૃદુલ ફુલનો, દીર્ઘ કદુક કોયે,
ચપાવર્ણી મધુર તનનો સ્પર્શ એ'જે થતામા,
ભૂલ્યો શુદ્ધિ નર શરીરની ભાન સર્વે જતામા ૨૮

શિખરીણી
બિચારી બાળા તો અપરિચિત આલીગન મહી
મુઝાતી ફટાળી, તરલ હરણી શી ધ્રુજી રહી,
પુરી પસ્તાતી એ, શરમ વિધુરી મર્ણુ ઇચ્છની,
પડે પાણીમા તો નર ઉચરતો આણુ ઇશની ૨૯

મંદાક્રાંતા
કે'તા આવ્યુ સલજ નરને ભાન કે હસ્ત છોડયો
પશ્ચાતાપે અવનત મુખે સ્તબ્ધ થૈ છેક ઉભો
બાલીકાની અતીવ કપરી દૃષ્ટિને ક્રોધવાળી,
ન્યાળી ન્યાળી મૃદુલ વચને રમ્ય વાણી ઉચારી ૩૦

અનુષ્ટુપ
" શાત થા સુદરી શાણી, નથી હું દુષ્ટ વૃત્તિનો,
'કુદૃષ્ટિથી નથી મારૂં અહીંઆ આવવુ થયુ' ૩૧

શિખરીણી
'સુશીલા ને શાણી પરમ પુનિતા આર્ય રમણી,
'મારા વ્હાલી તુને નિજ જીવનથી કોટીક ગણી,
'શકે સાખી એ શુ શરમ તણું આવી અવનતી,
'ધિક્કાર્ હું આજે દુકૂલ બહુ ઝીણા સરવથી. ૩૨

શિખરીણી
'બચાવાને બાળા તુજ જીવનને યત્ન મુજમા,
'હજુ છુ નિર્દોષી નિજ હૃદયથી હુ જરૂર હા,
'કુદૃષ્ટિથી દીઠી નથી હજુ બીજાની પ્રિયતમા,
'જના આપો શાણી નમ ઉર વસ્યા વાકની ક્ષમા ૩૩

મંદાક્રાંતા ' જાણું છુ હું શરમ વિધુરી બાલિકા તુ મુઝાતી,
' નાણી તારી મુઝવણ દયા ક્રૂરને યે જણાતી,
' ધ્રુજે ક્રોધે શરીર પણ ના શબ્દ બોલી શકી તુ,
' એવી તારી શુદ્ધ કુલિનતા તેહને હુ નમુ છુ ૩૪

અનુષ્ટુપ 'અનિમેષે નથી જોયુ, હજુ મે અંગ આપનુ,
અનુજ્ઞા આપની માની, છતા હુ દૂર થાઉં છુ'' ૩૫

વસંત આ રમ્ય વાક્ય રચના થકી મંત્રમુગ્ધ,
બોલી શકી ન રમણી કંઈ એક શબ્દ
નિર્દોષ ભાવ નયને ઉપકારી છાયો
કિન્તુ ન શબ્દ મુખડે લવ ઉચ્ચરાયો ૩૬

અનુષ્ટુપ અર્પીને વસ્ત્ર પોતાનુ ચાલ્યો બા'ર જવા નર
સખી ત્યા આવતી સામી, મળી છે લેઈ અંબર ૩૭

વસંત૦ આશ્ચર્ય પામી સખી આ નિરખી પ્રસંગ,
આનંદમા ધ્રુજી ગયુ નિજ સર્વ અંગ,
નાને કર્યો સ્થિર જતા નરનેય ગુપ્ત
વસ્ત્રો સજાવી રમણી તન કીધુ શાંત ૩૮

માલિની વદતી મધુર હાસ્યે બોલ હાસી ભર્યા ત્યા
' ન બન સખી ઉદાસી રમ્ય સાચી રસિકા,
' દિવસજ ત્રણ ચારે લગ્ન તારૂ થવાનુ
' પણ અધીર મન પ્યારી કેમ આવુ જણાતુ ?' ૩૯

અનુ૦ કહી વિસ્તારથી સર્વે વહેતા અશ્રુએ કથા,
દયાપાત્ર સ્થિતિ દેખી સખીએ કીધ શાન્તના ૪૦
' સખી શાણી લુટાણી છે વિશુદ્ધિ આજ ત્યાગમ,
' હવે ના હર્ષ કૈ દેશે મને નાથ સમાગમ. ૪૧

વસંત૦ 'હા ' શી પ્રભુ મુજગતિ અવળી થવાની,
'સ્પર્શે દુષિત મુજ અંગ અને યુવાની
'ના ભ્રષ્ટ એ તન પતિ ચરણે અપાય,
'હા ' મર્ણ એજ પથ છે મુજ ક્રૂર હાય ૪૨
'પાવિત્ર્યનુ સહુ સ્વમાન સખી ગુમાવ્યુ,
'આ અન્ય સ્પર્શ થકી શુદ્ધપણુ હણાયુ,
'વા'લા પિયુ ચરણમા સખી અર્પવાને,
'જે સાચવ્યુ હતુ અનન્ય વિશુદ્ધ ભાવે ' ૪૩
અંદાક્રાંતા–'વ્હાલી, વ્હાલી તુજ હૃદયને ધીર તુ દે અશેષ,
આ ખીના તો મધુર દિસતી ક્લેશને ત્યાગ લેશ
આથી તારી નથી અવનતિ ના પતિવ્રત્ત ભંગ
તારો એજે સ્પરશ કરતા તેજ છે ભાવિ કંથ ૪૪
અનુ૦— કુમારી જેમણે તુને પતિ તારાજ આપ તે.
જુઠુ આ હોય તો મુને બ્રહ્મહત્યાદિ પાપ છે ૪૫
પધારેલા પતિ તારા કદી આ ગામમા નથી,
પિછાણ્યા ના તમે તેથી પરસ્પર પ્રેમી દંપતિ ૪૬
વસંત૦— વિદ્વાન એ નર તને રસથી ભરેલો,
આવ્યો હશે નિરખવા સખીં પ્રેમઘેલો,
વા'લી સખી તુજથી એ હજુ છે અજાણ્યુ,
તો આપ પ્રાણપતિને નિજ ઓળખાણુ. ૪૭
અનુ૦—કહીને એમ એ ન્હાની ચરણની પંક્તિ પાડતી,
ચતુર થૈ ચોપથી ચાલી સખી અદ્રશ્ય થઇ ગઇ ૪૮
માલિની—નવલ મધુર હૈયે પ્રેર્યું આનંદ દાન,
નૂતન શરદ ઇન્દુ શી બની હિમ્મિમાન,

તરત શરમ કેરી ઝાંખ ગાલે ખુલાબી,
અનુપ મધુર વ્યાપી, હર્ષ ઉત્ફુલ્લ છાતી ૪૯
અનુ૦—શાનિદા શ્યામના વેણો સભારી હર્ષઘેલી એ
અવજ્ઞા જે કરેલી તે સ્મરીને દુઃખ પામતી ૫૦
**માલિની**—અરર કડણુ થૈ મે દુભવ્યા પ્રાણુ પ્યારા
વદતી હૃદય દુઃખે થાય મૂર્છિત દારા
તરત અધીર કથે ઉચકી આવી નન્દી,
સજીવન કરી ઓષ્ઠે પ્રેમમુદ્રા સમર્પી. ૫૧
**શિખરિણી**—રસીલી બાળાના અવનત મુખે ભાવ નવલા,
હતા શુ ને કીધી યુગલ પ્રીતગોષ્ઠિ શુ અથવા'
સુણાયુ દેખાયુ નહિ કઇ પછી એ જન થકી
થયો વચ્ચે કાકે રજ ઉછળી વટ્રોળ બળથી ૫૨



## પ્રિયુથી પ્રસંગ.

### ગઝલ.

છબીલો છેક છળતો' તો અમોને બહુ નડતો'તો
નીવીગ્રંથિ વિખરતો' તો ચપળ થઈ ચીર હરતો'તો
કટિ—કુચ—કઠ—ને માથે મુનાસબ હસ્ત ધરતો'તો
અનગે તપ્ત ગુલાબે અડપલા કૈક કરતો'તો
પયોધર પર મધુર કરથી, પીડા સ્વચ્છંદ કરતો'તો,
ગ્રહીને વેણીને પુષ્પો, મદન મારો વિખરતો'તો
દુબે આલીંગને અતે, મધુરા ચુંબને દતે,
ધડેલો એક ભગવંતે, અટક્યાળો ઉછરતો'તો ૨

કરી હાસી જતો વાહી, ચોંડવતો કંઇક કંઇ ચાહી,
મુઝાવે ચીર ઉર સાહી, લજ્જાનો લોપ કરતો'તો.

નખો ને દંતનો થાતો, મને કોદી ન રૂઝાતો,
મહા માતંગ સમ માતો, કળી નાની કચરતો'તો ૩

પછાડી આવતો છાનો, સખીને કંઇ કરી સાનો,
દખાવે આંખ છળનાનો, નમુનો સ્પષ્ટ સરતો'તો

પકડવા જાઉં જો જાણી, કરી ઉંચા કદી પાણી
કપોલે તાકીને ચુંબન, ચતુર થૈ તુર્ત કરતો'તો ૪

જરી ના જંપવા દેતો, રતિસંગ્રામશૂર એ તો,
અધર-ચીર-ચિત્ત-ચતુરાઇ, વિપળમાં વીર હરતો'તો

નયનના તીરછા તીરે, અધીરતા કંપ પ્રેરીરે,
પછી તલસાવતા પુરી, દયા દિલમાં ન ધરતો'તો ૫

છતાં હું ઘેલીને ઘેલી, ફરૂં વામેજ અલબેલી,
પિયુને પ્રિયતમ કહેતા, નયનમાં નેહ ઝરતો'તો.

હુલાળા રંભણે રાતો, ચતુર થૈ પી જતા પાતો,
સુધારસ જાય લુટાતો, મને બેભાન કરતો'તો. ૬

કરૂં અવરોધ બહુ રીતે, છતાં ચાતુર નર પ્રીતે,
મધુરા હાસ્યથી જીતે, અજબ જાદુ ઉછળતો'તો.

નિહાળી દોષ રજ રોષે, મિજાજે સ્નેહ પણ ખોશે,
પુરી પસ્તાતી જો જાણે, સજડ ભૂજ પાસ ભરતો'તો ૭

મને આનંદની ભરતી, ભીતરમાં પૂર્ણ ભરતો'તો,
જરી કચવાતી જોતા એ ઉરે મુજ ઉર ધરતો'તો

પ્રભુ તું સર્વ જન્મોમાં, પતિ જો એજ દેતો'તો,
મને તો સર્જજે નારી, ઉમળકો એ ઉભરતો'તો ૮

---

## પ્રિયાવસાન.

### ગઝલ.

હસાણું હાસ્ય એ નાર જલાવી આ જીગર મારૂ,
ધરાણું ધીકતી જ્વાળે સુકોમલ પુષ્પ તુ મારૂ.
મને આશ્લેષતું પ્રેમે ઉમળકે ઉગ્ને સાચે,
સુકોમળ ચંપલાવર્ણું જળ્યુ હા ! કાષ્ટની સાથે ૧
અરે એ કાચથી નિર્મળ, અમરના પુષ્પથી કોમળ,
ત્રિલોકી તેજથી ઉજ્વળ, પ્રફુલ્લ્યુ પુષ્પ કરમાણુ
અરેરે કોમળા અંગો પ્રજળતા આગને ભડકે,
નિહાળી મુજ નિર્દયનુ હૃદય ચૂરણુ થયુ ના શુ ? ૨
જગતના ક્લેશના ઘાતે સુકી આયુષ્ય વેલી પર,
મધુરી વાણીનુ અમૃત અરેરે ! સીંચનારી ક્યાં ?
રિસાતી સોડમા રાતે અધરપર દંતના ઘાતે,
પીવા દે એ અમી ના પણ, ન પાતા ઝૂરતી પોતે. ૩
નિરંતર દોષથી ન્યારા, હૃદયના ભાવથી ભીના,
મધુરા વેણુલા એના થયા રે સોણુલા જેવા
સુગુણ સૌંદર્યના રસનો, અતુલ અંબાર ઓજસનો,
હતુ જો અલ્પ આયુષ તો, પ્રભુ તુ પ્રેરતો શાને ! ૪

---

### સાહસ.

મંદાક્રાન્તા—ઠંડો ભીનો મલયસુરભિ મંદ વાતો સમીર,
ચંપા વર્ણે ફર ફરી રહ્યુ અંગનુ એનું ચીર.
તેથી ત્રાસી તરલ તરણી આજ દીસે અધીર,
રોતા રોતા ભરી મૂક્યું દિસે નેનનુ નેટ નીર

પ્રીતિ ભીના મધુર વચને ધીર આપી અશેષ,
શું મુગ્ધાનો નવલ પરણ્યો પ્રાણ ચાલ્યો વિદેશ
કે કોડીલી નવ પરિણિતા સાભર્યે માત ઝૂરે,
કે સાસુની સમરી કટુતા પક્ષ્મમાં નીર પૂરે
શી આ બાલા નવલ યુવતી સોળ વર્ષે સુહાતી,
ઇદ્રાણીથી અધિક રૂપમાં દિવ્ય કાન્તિ દિસાતી
તે બાળાને જગતપતિના રાજમાં સોસવાનું,
હા ! હા ! ધાતા, નર્યાંખ તુજમાં ક્રૂર આ શો કૃપાન !

અનુ૦—બની નર ફાકડો ઉભો, સમીપે નાર શોચતી,
અનંગે આંધળી આંખો, ભયંકર ભાસતી હતી.
બનેલી વ્યાકુળ બાળા, ન તેને લેશ ન્યાળતી,
અધીર થૈ વારવારે એ, વિલોકી પત્ર વેપતી

વસંત૦— લાવણ્યપૂર્ણ લસતું મુખ કાન્તિમાન,
જાદુભરી ઝલકતી ભ્રકુટિ કમાન,
પાડે પ્રભાવ પણ પ્રેમ ભરેલ પુરું,
શોભે સુકોમલ મૃદુ મુખડું મધુરું
પ્રેમાળ આંખ જનની પદ સાર્થકારી,
તારુણ્ય તેજ પ્રિયુ પ્રીતિ દીપે વધારી
એને શું હોય પતિથી ગતિ પીડ ક્યારે,
તોયે શું દીનવચને રમણી ઉચ્ચારે.

× × ×

ગઝલ—હૃદયના હારની ખબરો, અહોરાશી પત્રમાં કારી,
અરેરે એકદમ આશી, પ્રભુ તે નાખી નોધારી !

મંદાક્રાન્તા—વ્હાલા વ્હાલા મુજ હૃદયના હાર ઓ નેન તારા,
પ્યારા તારા ચિર વિરહમાં દીન ડૂબાય દારા,
સારી શય્યા સુમન કુમળી શ્યામ શોભાવનારા,
સૌભાગ્યોના સુરજ મુજઓ ક્યાં ગયા પ્રાણ મારા ?
પ્રીતિ ભીની મુજ કુમુદીના ચંદ આનંદકારી,
ઝુરી ઝુરી બળની વિરહે રંક નારી તમારી
રેલાએલા પ્રણય રસથી રેનમાં રાચનારા,
સૌભાગ્યોના સુરજ મુજઓ ક્યાં ગયા પ્રાણ મારા
ભાસે મુંને ભવન સઘળે એકલો અંધકાર,
ત્રાસે મારૂં વિરહી તન હું એકલી મુગ્ધ નાર
દાઝે છાતી ચરચર વહે આંખમાં અશ્રુધારા,
સૌભાગ્યોના સુરજ મુજઓ ક્યાં ગયા પ્રાણ મારા ?
વા'લા તારો સજળ નિરખું નેનથી ખાલી પંથ,
ક્યારે દેશો મધુર વચને કોડીલા ધીર કંથ
આવું જાણું પ્રથમ પ્રિયુ તો ના કરૂં હું નિરાળા,
સૌભાગ્યોના સુરજ મુજઓ ક્યાં ગયા પ્રાણ મારા ?
શું સંભારૂં અમૂલ અરપી હર્ષ–આનંદ–હેલી,
દૈવી વાણી મધુર સુરતે નિત્ય હું નાથ ઘેલી
વા'લા સૂના તન ઉપવનો હોજ ક્યારા ફુવારા,
સૌભાગ્યોના સુરજ મુજઓ ક્યાં ગયા પ્રાણ મારા ?
ઝીલી ઝીલી મધુર ઝરતી કૌમુદી અંક માંહે,
જે રેલાવી પ્રણય રસની રેલ હૈયે સદાયે
એ સંભારી જીવન ધરશે કેમ કંગાલ દારા,
સૌભાગ્યોના સુરજ મુજઓ ક્યાં ગયા પ્રાણ મારા ?

× × × ×

અનુ૦—તીણા કોકિલશા સ્વરના રુદનથી સ્તબ્ધ થૈ જતું,
ગગન કૌમુદી ને તારા સહી તે વિશ્વ વ્યાકુળું.
અધીરો કામથી તે પણ તરુણે ક્ષોભ પામતો,
પરંતુ સ્તબ્ધ થૈ પાછો અધમ એ બોલતો હતો

× × ×

મંદાક્રાન્તા—શાને શાણી મૃદુલ ઉરને છેક આવું દુભાવે,
શાને પાણી રસિક દગમાં આટલું ઉલટાવે,
જો તું વા'લી અધીર તલસું એકલો દાસ તારો,
પામી પ્યાલી અધર અમીની ધન્યતા ચાહનારો.
અનુ૦—ક્ષુબ્ધ હા ! લાલ એ તારો, પરસ્ત્રીમાં થયો હતો,
રૂંધેલા કંઠ તેનાથી, જીવ તેનો ગયો હતો

+ + +

શિખરિણી—પ્રભો શું છે સાચું મુજ હૃદયભેદી કવન આ,
સૂનું કીધું શાણા સહચરીનું કાયા ભવન આ,
પ્રીતિના આનંદે પ્રિય દુ:સહ–રેલી વિષમતા,
નિહાળી શું ભોળી તમ રમણીમાં હૈ અધમતા ?
અનુ૦—ખેદાઘાતે બિચારીએ ઉચ્ચારી એમ બાલિકા,
પડી મૂર્છિત ઓચીતી લતા શું વીજપાતથી
વસંત—એકાંતમાં રૂપવતી અબળા નિહાળી,
સૌંદર્યને નિરખતો નયને વિકારી;
કામાંધ એની અસહાય દશા વિચારી,
સ્પર્શે પુનિત તન જ્યાં બની દુર્વિચારી—
ત્યાં પાડું એક પડખે જબરી પડે છે,
બે હાથ દૂર ઉછળી નર આખડે છે

પડ્યો પ્રચંડ સતીનો ગરવીર સ્વામી,
જ્વાળા દગે પ્રજળતા વહ્નિની જામી
અનુ૦—તુજી આઘાતથી આવા સતી ત્યા શુદ્ધિ પામતી,
નિહાળી નાથને હૈયે સમાવી હર્ષના શકી
વસંત૦— ' હા ' દુષ્ટ આ ભુજપ્રિયા અસહાય જાણી,
' કુદષ્ટિથી નિરખતો સતી શુદ્ધ શાણી,
' હાવા પ્રિયા નહિ તને કઇ દૂર વા'લી,
' તુ ના મૂંઝી જીગરને થડકાવ ખાલી
શાર્દુલ—' આ કામાંધ તણું સુણી વચન મે ત્યાગી સતી સાત્વી,
' પ્રેર્યો પત્ર વિનાશનો પ્રજળવા વેલી કુળી માધવી,
' ભોળી રંક પ્રિયા રહી વિરહથી ઝૂરી અકેલી અહીં,
' મોહાંધે પ્રસરી તપાસ ન કરી શકા ધરી એ મહીં

\+ \+ \+

શિખરીણી–કુદષ્ટિથી જોતા સુહૃદ રમણી નીચે વૃષભો,
' નમારો નર્કથી પણ નીચ અતિ નિવાસ નિરખ્યો
' મધુરી પ્રીતિની યુગલ ઉરમાં થી વિખરતા,
' ખરે ના એ મિત્રો પણ કુટિલ એ નીચ કુતરા
' તને મે મોહાંધે પુનિત પણ પીડી પ્રિયતમા,
' અરેરે મે કુણુ કુસુમ કરમાવ્યુ કર ક્ષમા,
' ગળે છૂરી છાની અહ ' નિરપરાધી પર ધરી
' અરે મે ઉચ્છેદી મૃદુલ ફુલની વેલ ખીલતી
ઉપજાતી— ' આવુ ન જો હું અહીંઆ ફરીથી.
' ધારી વિચાર કરવા અતિ ક્રૂર શિક્ષા—
' ને ક્રોધમાંજ દૂર દેશ વિદાય થાત,

'તો આ પ્રિયા કુમળી શી ખરાબી થાત,
ગુનાની છે ક્ષમા જ્યાના, ટકે ના દિવ્ય પ્રેમ ત્યા
કદાચિત્ સાહસે કાર્યો, કરોના પ્રેમીદંપતી,

---

## પોષિતપોતિકા યાને બાળેવેશ.

### ( હરીગીત )

જળભરી જતી જોવા મને પતિ પ્રેમભીના લોચને,
અતૃપ્ત હૃદયે આવતા મુજને સખી શરમાવતા,
દગસાનથી સમજાવતા વ્હાલી કહી વિલસાવતા,
નહુ કલેશ બાળેવેશ હું પ્રાણેશ એ પરદેશ હા
મૃદુ ચુબને ચમકાવતા દઢ રંભણે ગભરાવતા,
હાસી કરી હસતા અને આખર મને ય હસાવતા,
મસ મસ્તીએ મુઝાવતા મોહન છતા મનભાવતા,
સહુ કલેશ બાળેવેશ હું નાણેશ એ પરદેશ હા '
મુજ કાન્તિને મુકુરે લહી મૃદુ ચેનથી મલકાવતા,
અમૃતભરી ઉચરી ગિરા આનદમા ઉલસાવતા;
તજવી હતી તો શીદ હર્યું મન સ્નેહ રસ શૃગારમા,
સહું કલેશ બાળેવેશ હું પ્રાણેશ એ પરદેશ હા '
મુજ શરીરના શણુગારને પ્રિય નયન રજનહાર એ,
સંતાપ સંહરનાર અંતર આત્મા હરનાર એ,
આનંદ અર્પણહાર એ ક્ષણવાર ના વિસરી જતા,
સહું કલેશ બાળેવેશ હું પ્રણેશ એ પરદેશ હા '

---

## પ્રિયાને પ્રાર્થના.

ગઝલ, પ્રિયા તુજ સ્મરણુમાં મારી સ્થિતિ શોભાવશો શાણી,
પ્રિયા તુજ સ્મરણુમાં મારા, અહિત અટકાવશો શાણી ૧
કઠિન સંસાર વ્યાપારે, ચિંતા શી ઘોર ચિંતામાં,
જળી જાતા ડુંગર ઉપર અમી વરસાવશો શાણી ૨
હજારો ભગ્ન આશાથી બળેલા આવતા પાસે,
હૃદય છત્ર તણી છાયા શીતળમાં સ્થાપશો શાણી
મહારણ્ય મધ્ય મધ્યાહ્ને પીડતા ગ્રીષ્મના તાપે,
શીતળ રસકુંજ થઈ રસ્તે વિસામો આપશો શાણી ૪
કદાચિત્ વાક મારો કંઈક સુકોમળ ઉરમાં ખૂંચે,
રસીલી રે'મ છોડીના હૃદય કોપાવશો શાણી ૫
મચાવી સ્નેહની હેલી રસ્યુ રમમ હિરો જ્યારે,
રવિ રૂપે બની ત્યારે ભવન અજવાળશો શાણી
નરાધમ વિશ્વસતોથી જુદુ સમજાવશો પળમાં
જતા આ નેહ નિર્મળમાં ખરાબા ખાળશો શાણી ૭
હૃદય ક્યારેજ રાગાંકુર રસદ રોપાવશો શાણી,
કૃપાવાળા કટાક્ષોના લલિત સોપાવશો શાણી ૮

---

### ગૃહસ્થાશ્રમ.

#### દોહરા.

માલિની. વિમલ પ્રણયભીના ઉર અદ્વૈત થાય,
વચન-હૃદય-નેત્રે રાસલીલા રચાય,
નવલ મધુર વિશ્વે સ્વર્ગ આવી સ્થપાય,
યુગલ નમ સુખોથી દેવ લાજે દુભાય.

---

## શારદરાસ.

( નહિ આપું હો નંદજીનાલાલરે મહીડાં મારાં રે-એ રાગ )

સખી શરદ પુનમની રાત રે એક અજવાળી રે,
એ રમણી આનંદભેર નાસરે રઢ રસતાળી રે, ૧
સખી ગાલ ગુલાબી જેના લાલ રે આંખ અણીયાળી રે,
ભાગ્યરેખ સમો ચાંદલો ભાલ રે ભવ્યતા ભાળી રે ૨
સખી ચંપા વરણા ચીર રે સ્પર્શમા શાણા રે,
હેમ કળશોને છૂપવ્યે છકેલ કવિ કેહેવાણા રે.[1] ૩
ફરે ફુદડી ફગટ રસ ફેર રે હાલતી હલકે રે,
સર્વે સૂરમા આનંદની સેર રે ચાંદની ચલકે રે ૪
નાના નાવલીઆનો નેહ રે નેણમા નાચે રે,
તોય ગરબાનો મોહ ન મુકાય રે કહું છુ સાચે રે ૫
નાની નણદીના કાનમા ટહુકાર રે ' જાગશો જાઉં ' રે,
તોય ત્યાગના સહિયરનો સાથ રે લક્ષધા લાજુ રે ૬
સખી સૂરમા શ્યામલની યાદ રે પ્રેમરસ પૂરે રે,
એ લાવે લહી રસરાત રે અધીરાઈ ઉરે રે[2] ૭
હશે છાનુ નિહાળતા નાથ રે એ હવા વિચારે રે,
ક્ષણેક્ષણ રોમ-હર્ષ-કંપ-લાજ રે વાધતા વધારે રે. ૮
ફાલ ફાલ્યા ખેતરમા ખૂબ રે ઇશના અપાયા રે,
એવા રમણીને કોમલ ઉર રે ભાવ ઉભરાયા રે. ૯

---

૧ કવિ કહેવાણા કવિઓના કથનો-કહેલા વચનો ( આ ચીર હેમ ઝારી રૂપી સ્તનોને છુપાવવાના ગર્વમા છકેલ છે એવી કવિની કલ્પનાઓ થાય છે. ૨. આ રસ ભરી રાત રાસ રમવામાં હું ગુમાઉં છુ એમ જાણીને રખેને મારા નાથ અધીર થઈ જાય એવી ચિંતા છે.

ગોહવારી સિંચેલ અંગવેલ રે આજ અલબેલી ,
ફુલ ફુલ્યા પ્રત્યેક પાન પાન રે નોખમા નમેલી રે ૧૦
નીર નિર્મળમા નાચતા નિશકરે વનના વિહગોરે,
સ્વપ્નોમા ગયતા સદૈવ રે વિલાસિક વૃંદો રે ૧૧
એવી ઉજ્વળ આજની અમોલ રે ચાદની ચારૂ રે.
રસ સાથે રમણનુ રાજરે ગાનમા રૂપાળુ રે ૧૨

---

## સ્મરણ.

( ગદ્ય. )

મનોહર કોમલાંગી '

ત્હારૂ લલિત લાવણ્ય, જાજ્વલ્યમાન દેહકલા, અને અનુપમ આકર્ષણ, અત્યારે નિષ્ફળ થશે આ જખમી જીગરમા નવજીવન રેડવા

આ મ્હારૂ જીવન—જીગર—

હા ' મ્હારી મીઠડી મનમોહન રસિકાના પ્રબલ વિરહે—પર્યાપ્તિ પામ્યુ છે જગ સુખેપણાઓની સફળતા અનુભવવામા

જનહૃદય વિદારક કંદર્પ '

તુ તારા સુમન શિલિમુખ સાધી રખે પ્રતિહત પર પ્રહાર કરનો

ત્હારા પ્રહારોને વિપરિત દશામા પરિણમવુ પડે, એવુ આત્મબળ મને મ્હારી મીઠી મૃદુલાની ઘેર હાજરીમા પ્રિયા પ્રેરિત સિદ્ધ થયુ છે

કોકિલા ' અરે ' પરભૃતિકા '

નાગ વીણારવનુ કર્ણપ્રિય માધુર્ય

આ લીન હૃદયને અનુરંજવાનો ગર્વ ધરતુ હોય નો તે મૂર્ખતાજ છે.

તારા મંજુલ રવને શરમાવનારી મારી જીવનકથા અવસાન નિમિત્તે અદશ્ય થઇ ગઈ, તે પછીનુ જ આ તારૂ વૈદગ્ધ્ય ને !

હા ! મલયાનિલ ! સુરભિ સમીર !

તારી થથરાટ પ્રેરતી સ્નિગ્ધ, મંદ, લહરી ભલે સંયોગી યુગલો ના હૃદયસરોજમા કંપ અને રોમાચ પ્રેરે.

મારી મદાલસા મૃગનયનીના મોહક મુખનો શ્વસિત જ્યારથી સનાતન સ્થિરતાને પામ્યો છે, ત્યારથી તુ ઉપમાન રહિત હોઈ મને અકારો છે

સુહાગી ચંદ્રિકા ! આનન્દકંદ જ્યોત્સ્ના !

ત્હારા પારદર્શી–પુષ્પમૃદુ–કાચ્યનિર્મળ–શીતળ કિરણો કોમલ અંગુલીએ મને પ્રમોદ અર્પવા યત્ન કરતા સગર્વ હસે છે તેમા મને ચોક્ખી બાલિશતાજ દેખાય છે

અરેરે ! જેનુ માર્દવ, સૌંદર્ય, ને વિશુદ્ધિ ત્હારા પણ ઉપમાન રૂપ હતા, એવી પ્રકૃતિને સૌંદર્ય અર્પનારી એ નેનહારી મારી પ્રાણ પ્યારીની નાની અંગુલીઓ મ્હારા કપોલ પર ફેરેલી તેનુ સ્મરણ આજ પણ મને રોમાચ અને અકથ્ય લાગણીઓ ઉલટાવે છે

વિલાસી વસંત !

ત્હારા વિલાસમા વિલસતી મ્હારી જીવનેશ્વરી રૂપી એ પ્રણય-મંજરી અણવિકસી ચુંટાઇ, ને સાથે મારી જીવન મધુરત્વ કલીએ ચીમળાઈ

પ્રિયા ! પ્રિયા ! મ્હારી મનોહર મોરલી !

ત્હારી મધુરી શબ્દવીણા મ્હારા કર્ણોમા અમૃત કેમ રેડતી નથી ?

તારી સુવાસિક દેહલતાનો સુમોહક સ્પર્શ—

મ્હારા જીવનમા રસજ્યોત અને શરીરમા સૌરભ ક્યારે અર્પશે ?

એ અણુમૂલી આશાઓનું આમ અણચિંતવ્યુ અવસાન !
ભાગ્ય ભરતીની મનોરૂપ મૃગાક્ષી !
તને શોધવા હું મારી સર્વ આશાઓની આહુતી આપીશ
તને મેળવવાના યજ્ઞમાં હું સર્વસ્વ સમર્પીશ.

તારા સંરક્ષણના સ્વાર્થયજ્ઞમા મારી કેટલીની અમૂલી આહુતી આપી આત્મોદ્ધારનો સંતોષ મેળવીશ

કાન્તે ! ત્હારા કરકમલથી અર્પેલો કમુમો મારા જીવનનુ અદ્વિતીય લ્હા'ણું છે

પ્રિયે ! તારા અધરયુગલથી અર્પેલુ અમૃત મારા જીવનનુ નવચેતન છે

સુશીલે ! તારા હૃદય મંદિરથી અર્પેલુ પ્રણયદાન મારા જીવનનુ અનિર્ધ્યેય છે

પ્રિયા તુ ક્યા વસે છે ? આતુરની–આશ્રતની કંઈ પણ અરે તને ઉપજે છે ?

---

## પરિવર્તન યાને ચંદ્ર ચંદ્રિકાનું કરુણ જીવન.

ચંદ્ર—

શું આ ચંદ્રિકા ? ન્હોય ! ન્હોય !
પાચ વર્ષોમા આટલુ પરિવર્તન ! કેમ માનુ ? કેમ મનાવુ ?
મારી નાનકડી કુંજોમા હસતી અને રમતી,
ક્યારે કોમલ પુષ્પલતાઓને જળ સિંચતી, અનેરા આનંદમા ઉલ્લાસતી,
કૌમારને આગણે રસબસી બજાવતી,

ગિરિનિર્ઝર સમ સ્વચ્છંદ વહતી,
જલલહરી શી ચંચલ અને પારદર્શી ચંદ્રિકા તે શુ આ !
મધુર રત્નકિંકિણીના રણકારેઃ
અને પરવાલની લાલિમાને લલચાવતા,
ચઢીમા ખીલતા અને એકઠા થઇ જતા નાનકડા
અધરપુટથી ઉદ્ભવતા—
આમ્રશ્રીના ઓજસપૂર્ણ, ધવલ કુસુમ સમા હસતા
અનિમિત્ત પણ મધુર સંગીતના—
મનોહર લલિત લલકારે
એ સ્વચ્છંદ વિહારરતા નંદનવનની સ્વર્ગલક્ષ્મી સમી
શોભાવતી મારી લતા કુંજોને.
કંચન શી દેહકલીને છુપાવી આછુ ગુલાબી અંગ
સગર્વે સ્વચ્છંદ ફરકતું
અંબરમા છુપાતુ અંગનુ ઓજસ્
અપૂર્વ આકર્ષક લાગતુ
એનુ અનિમિષ પાન કરતો હુ અજાણ્યા આનંદમા તરતો,
અને અલેખતો મ્હારા ચિત્રફલકે તેના સુઘટિત અંગોનો આદર્શ
ધવલ ચંદ્રિકામા ધવલ નયન કમલે
શ્યામ મધુકર શી કીકી.
ચંચળતાની ચમત્કૃતિ અને અજબ જાદુ અનુભવાવતી.
મુજ પરની તેની સ્થિરતા,
અને એ સ્થિરતાનુ સંપૂર્ણ સૌંદર્ય
નિરખવામા હું અતૃપ્ત રહેતો.
બંને અજ્ઞાન અને નિર્દોષ હતા.

વયના પ્રમાણમાં હું કંઈક વધુ સમજતો ન લાગતા સંબંધોને
જેના એ સમજથી હું અજ્ઞાન હતો.
જાણવાની સ્પૃહાયે નહોતી
ફક્ત વારંવાર અનિમિષ જોઈ રહેતો સ્થિરનયનથી
ચંદ્રિકાનું નિર્દોષ મુખ અને તેમાંની લસતી શ્યામ કીકી
તેની કોઈ વેળા
ન્હાના શિરીષપુષ્પોની અંજલિ ભરી આવતી
નિર્દોષભાવે હર્ષ અને કુતૂહલથી 'જુઓ આની નાજ' ચંદ્રિકા કહતી,

આછા હાસ્ય સહ અનિમિષ નિરખી
અવ્યક્ત માધુર્યમાં મને રસબોળ કરતી
તોપણ એની નાની નાજુક હથેલીઓ પુષ્પોને સૌંદર્ય અર્પતી.
તે હું સમજી ન શકતું અને અદ્ભુત રસ જમાવતું
ગુલાબી નખુલદડ સમાન હસ્ત,
ખણકતી ઘુઘરીઆળી કનકચૂડી,
કપોલ પ્રદેશે ચમર કરતી અલકલટો,
ન પકડાતું દેહલતાનું ઝાંખું દર્શન,
અને જાદુ ભર્યાં નયનો પ્રકૃતિમાં પણ સૌંદર્ય પ્રેરતાં
નિર્દોષતાની તે પ્રતિકૃતિ હતી
મુખડે બાલ્યભાવ વિલસતો
ક્રીડનો-વાણી અને સૌંદર્યમાં બાલની મસ્તી પ્રકટી રહેતી
અમે સાથે શરત દોડતા અને કૂદતા
વૃક્ષપર ચડવા મથતા, ચડતા અને આખડતા
આછા અંધકારવાળી કેળની સઘનઘટામાં સંતાકૂકડી રમતાં

કોકિલ કૂજનનુ અનુકરણ કરતા
નીતરથી શરત આરભતા.
અને સિચાતા મેઘશીકરમા
સ્વચ્છન્દ ઝીલી મયૂરના મધુર ટહુકા ઠગના
નરીવા સ્વચ્છન્દ ક્રીડનોમા
નર્વ સુખ અને જીવન સાર્થકની પૂર્ણતા અનુભવતા

+ + + +

અરે ' ચંદ્રિકા '
અત્યારે આ શુ પરિવર્તન '
ક્યા ગયા એ ચચલ જના શાન નિર્દોષ નયનો ?

સ્વચ્છદેશે અમ્બરથ વિહરના કુકુલને અચલિત કપોલનો સ્પર્શ શો ?

પૂર્વના સ્વચ્છન્દ નૃત્ય કરનાર નયનોનુ વાર વાર ભૂમિરોપન શુ ?
સ્વતંત્ર ઉડતા પખીને સ્વેચ્છાથી નિયત્રિત બંધનનો સ્વીકાર કેવો '
હા ' સમજ્યો ' આ યુવાનુજ આગમન ' પુષ્પેષુનોજ પ્રબલ પ્રભાવ.
યૌવનોદ્યાનના માળીની આકાક્ષાએ અને આવશ્યકતાએ
અબલાની અસહાય સ્થિતિ
સહજ વાત કરતા શુષ્ક થઇ જતુ, તરુમના શેરડાથી મુઝાતુ,
અને ગુલાબી રગે રગાતા કપોલવાળુ આસ્ય-
મુજ મગે નથી વિહરતું પૂર્વની સ્વચ્છન્દતાએ.
સ્વમરૂપ થયુ છે પ્રથમનુ ને નિર્દોષ અસ્ખલિત હાસ્ય
તેનુ સ્થાન સ્વીકાર્યું છે
મનોહર સ્વચ્છ ચંદ્રની સરખા,
અવનવા ભાવો ઉલટાવતા

સમધુરગાની રત્નકણિકાઓ સરખાં વિરલ મંદહાસ્યે
યૌવનના આગમનનું રણતુર, પુષ્પધન્વાનો જયધ્વજ,
પ્રેમરસ સરિતાનું પૂર, ઉરસાગરના ઉછળતા તરંગો,
એમ બધાના મૂર્તિમાન ભાવો ધારણ કરતા,
ઉપસતા ઘન પીન પયોધરો
પ્રકટી રહ્યા છે પ્રેમદાની પરવશતાને

અને આયબાળાના યૌવનાકાશે અરુણ ઓજસના આવિર્ભાવનો અભાવ.

મંદગતિએ ચાલતા આગળ નમતું શરીર —
મદભર ઝના મદનજય સ્વીકારી શરણદર્શક ચેષ્ટાએ
નતાંગી પદના સાર્થકસૂચક નત મસ્તકે નમતું
મદનની પ્રસન્નતા પાત્રનું ભાગિત્વ પામેલું જણાય છે
વિશાળ શ્રોણિતટે આચ્છાદિત રેશમી પારદર્શી દુકૂલ—
કંચન શી દેહલતીને સમાવવાના ગર્વમાં
નૂપુરરવની આકર્ષકતા પર ઈર્ષાળુ બની
તેના નતવદનને આસપાસથી આચ્છાદે છે નિઃશબ્દ કરવાને
હંસે ચાલમાં અને કોકિલાએ કંઠમાં વાસ કર્યો છે
એની દેહલતાની ભભકથી અંજાઈને
‘ભ્રમરાવલીએ કમલ પુષ્પને ત્યાગી
વેણીરૂપે સ્થાન પસંદ કર્યું છે તેની સુવાસિક દેહલતી પર.
‘ભ્રમર પર વિરાજી ધનુર્ધર પુષ્પધન્વા શરવિદ્યા સાધે છે’
તમામ અવયવોનો પૂર્ણ વિકાસ
તેની મોહકતા અને મદનરસપાન માટેની યોગ્યતા દર્શાવે છે.
સમાગમપાદાએ ઉપજતા કંપ અને રોમાંચ

તેના બાલ્ય પરિવર્તનના સાક્ષાત્કાર છે
વિશાલ વક્ષસ્થળથી યુવારસ છલકાતો
ઘન નિતંબ પરની કૃશ કટિમાથી ઝોલા ખાતુ યુવાનુ લલિત લાવણ્ય
જે અમૃતભર્યું મુખડુ
નિઃશંકતાથી અનેકવાર નિરખી શકતો,
તેજ મુખારવિંદ મારા દૃષ્ટિપાતના ભયથી આ મનહરણી મુગ્ધા
મ્હારાજ પર ઠરાવી શકતી નથી.
મને નિરખવા ઇચ્છે છે, લજ્જા નયનને વિચલિત કરે છે
આછી આમ્રલતામા ટહુકતી કોયલ સરખો
મોઘો થઇ ગયો છે તેનો મધુર ટહુકો
યુવા, અનંગ અને લજ્જાએ રોકયુ છે તેના હૃદયનુ પારદર્શિપણૂ
રમતિઆળ બાળાને—આમ્રકુંજોમાં ઉડતા એ બુલબુલને—
પુર્યું છે યુવાએ ચિંતાના રમ્યપિંજરે.
પ્રથમનુ રમતપ્રિય હૃદય
પિપાસુ બન્યુ છે પ્રિયતમના પ્રેમ પીયૂષનુ.
ખુલ્લી વાટિકાઓની એ સ્વચ્છંદ વિહારરતા પણ
પરતંત્ર થવા ઇચ્છે છે પ્રિયતમના પ્રેમલ બાહુપાસમા જકડાઇને.
પુષ્પોમા રમતી રમણી પુષ્પોને પરિહારે છે.

આખી રાત્રિ ઘસઘસાટ ઘોરતીબાળા પથારીમા મનોવ્યથાએ તરફડે છે.

અનંગ ! ત્હારૂ સામ્રાજ્ય

શુ અજબ પરિવર્તન કરે છે નિર્દોષ બાલજીવના સ્વચ્છ આનંદી વર્તનમા ! !

* * * *

આમ વિચારતો હું
બાલમૈત્રીના સ્મરણ વિધાને જઈ મળ્યો ચંદ્રિકાને
તેના ગૃહમંદિરના માતાપિતા કે આમજન રહિત વિજનખંડમાં
હૃદય શૈલેથી અનેક નિર્ઝરોનું નિર્મર્યાદિત વહન આરંભાયું.
પ્રણયભાનુના આછા કિરણે નિર્ઝરનીરમાં સુવર્ણરેખાઓ દોરી,
હૃદય જવનિકાની નષ્ટતા થઈ
ભાવનાવૃક્ષના પ્રતિબિંબો અંતરજલમાં પરસ્પરે અવલોક્યાં
અમુક કાલ ક્રમેયે
પુનરપિ ચિંતાનું ઉત્પાદક એવું અમંગલ ભાવિસૂચક મગન સ્નાન કર્યું

નાચે છે આ મેના, પોપટ, મોર
સાંભરે છે તને ચંદ્રિકા આપણાયે નિર્દોષક્રીડનો,
રસકુંજોમાં રમ્યરસ રેલતો આપણોયે વીત્યો આનંદ ક્રીડનનો
આશાના સ્વપ્ન જેવો એ અણમૂલો અવસર

\+ + + +

ચંદ્રિકાના ચક્ષુમાં મૌક્તિક શા અશ્રુબિંદુ ઉલટાતા અવલોક્યાં
હું એ દિવાનો બન્યો તેજ ક્ષણેથી —
સૃષ્ટિના જીવનરક્ષક, પ્રાણીઓના પ્રાણ, નવયુગ્મોના જીવ સર્વસ્વ અને આશાના કેન્દ્રરૂપ પ્રભુપ્રિય પારલૌકિક પ્રણયનો
રૂપાની ઘંટડી સમા મંજુલ, ધીમા સ્વરે
તેણે મારા અંતરજલને આંદોલિત કર્યું.
તેનું હૃદય મારા વચનોના પ્રતિધ્વનિ રૂપે
સુધાવર્ષી શબ્દગુંજને ગુંજ્યુ.

અતિ ઉત્કંઠા હતી ચન્દ્ર !
કે અજવાળી શું અદ્વૈત બની આપણા આત્મપથોને
સમજાવીશું સ્નેહ લગ્નના સંદેશ,—
સૃષ્ટિના શૃંગાર સરખા નવયુગ્મોને અને યુગ્મ નિયામકોને,
પૂજીશું પ્રણયની પુણ્યવેદી પર
સ્વાર્થ,—દ્વૈત અને સુખલાલસાની આહુતી આપી
અવિનાશીના આત્મોદ્ધારક ઓજસને.
રમીશું સ્નેહની રસકુંજે અને રમાડીશું પ્રણુના માનવબાલોને યે.
પરિહરાવીશું પતિપત્નીના કૃત્રિમતા ભર્યા પ્રેમદર્શક વાગ્જાળોના પાઠ
ઉદ્ધરીશું આપણા અનાથ ભાઈઓને અજ્ઞાતિમિરમા અથડાતાઃ
પરસ્પરની સહાયે સમર્પીશું.
આપણા સમાજને સુધારવા ને ઉદ્ધારવા આપણું સર્વસ્વ
અને અનુભવી આનંદ માનશું એ લગ્નસંધિનું સાફલ્ય
છેલ્લો મેળાપ છે ચન્દ્ર !

તારો કાન્તિમાન મધુર મુખચંદ્ર પુનરપિ જોવાશે કે નહિ એ
શંકા મારા હૃદયમા કદી નહિ કલ્પેલું પરિવર્તન પ્રકટાવે છે
મારા ક્રૂર પિતાના સ્વાર્થયજ્ઞનું બળિદાન હું જાતેજ બનીશ

તેમની મનેચ્છા હું દશ હજારની થાપણને વૃદ્ધ-મૃત્યુપથ ગામીના હસ્તમા વટાવી સર્વલાભ પ્રાપ્તિની છે.

કોમલચંદ્ર ! તારી કોમલતા પર.
કઠિન પ્રહાર કરવા ક્રૂર ન બનતો,
નમર્પજે સુયોગ્ય સુંદરીને તારૂં યૌવનરત્ન,
અને આત્માનું નિર્મળું ઓજસ.
અનિષ્ટ અને નિરાશા પ્રબળ ભય ભર્યાં આવેશે.

મારી સર્વાંગ ભૂષણ ચાંડાને સંહારી છે,
એ મારૂં આધુનિક અજબ પરિવર્તન.
પણ તે પરિવર્તન પરક્ષમાના અશ્રુઢાળી
કાંઇક વિરલક્ષણે સભાગજે આ નિર્ભાગી ચંદ્રિકાને

× × × ×

( મ્હારા અપ્રસિદ્ધ આખ્યાન 'ચંદ્રચંદ્રિકા'ના એક અંકનો આ ભાગ છે )

---

## બાળ વિધવાનો બળાપો.

હા ! જગદિશ ! માતપિતાની ભૂલ શુંના ભોગવવી મારે

પતિ શું છે તે સમજી ત્યાં તો એ પણ સમજાયું કે મારૂં ભાગ્ય ફૂટી ગએલું છે—મારા માતાપિતાએ ફોડી નાખેલું છે, ને તે પોતાના મદ લહાવા ખાતર !

સમાજ ! એ લગ્ન તે દેહના કે મારાં?
એ લગ્ન તે માતાપિતાના લ્હાવાના કે મારા આત્માના ?
તું તારા હૃદયની દૃષ્ટિએ મને કેમ જોતો નથી ?
શું ' સ્ત્રી એટલે જુલમ સહન કરવા યોગ્ય પશુ ? '
શું ' સ્ત્રી એટલે બળાત્કારે જીવન બ્રહ્મચર્ય પળાવવા યોગ્ય વ્યક્તિ ? '
શું ' સ્ત્રી એટલે પ્રેમ, આશા કે સુખની વાંછના રહિત એક પદાર્થ ? '
સમાજ ! ત્હારે હૃદય છે ?

ખરેખર ! હૃદયવાળો કોઇ પણ મનુષ્ય આ રીતે બેઠી પહેરાવીને અમને રિબાતા જોયા કરે નહિ જ

કોઇનું અંતઃકરણ મારા માટે ખરેખરૂં દ્રવતુંજ નથી ? '
હું તમારી નજરમાં વિધવા ગણાઉં તે મ્હારોજ વાંક ? '

× × × ×

હા ' પ્રભુ ' મારા પ્રત્યે નૈસર્ગિક પ્રેમથી જોનાર કોઇજ નહિ ?

એકજ સજ્જન પુરુષનો પ્રેમ હુ યાચુ છુ,

હા ' ફક્ત પ્રેમ ખાતરજ હુ તલખુ છુ, તરફડુ છુ,

મારા ધગધગતા હૃદયને એકાદ વ્યક્તિનો નૈસર્ગિક પ્રેમજ શીતળ કરી શકશે,—

એ પ્રેમમા વિષયલાલસાની છાંટ પણ હુ માગતી નથી,

એ પ્રેમમા મારા પ્રત્યે શુદ્ધ સમભાવ અને આત્મીય સ્નેહજ ઇચ્છુ છુ

અરેરે ' મને દેખીનેજ દૂર ખસી જનાર સજ્જનો, તમારા તરફની પ્રીતિભરી નજર એજ મારૂ જીવન છે.

હું શુદ્ધ છુ, તમે તમારા જે આપ્તજનોને શુદ્ધ ધારો છો, તેથી હુ વધારે શુદ્ધ છુ, શુદ્ધ રહેવા ઇચ્છુ છુ. પણ અરે ' નિર્દયતા ' મને શુદ્ધ રહેવા ખાતર પણ એક પ્રેમની આવશ્યકતા કોઇ સજ્જન પુરી પાડશેજ નહિ ? '

ઉલટો મારો તિરસ્કાર ? '

શિરછત્ર રહિત થએલીને વારેવારે ઓછુ આવે–તેનાથી રડી પડાય–એવુજ તેના પ્રત્યે અન્યનુ વર્તન '

સજ્જનોના દિલાસા ભર્યા પ્રેમનો અભાવ, એજ વિધવાનું દુર્જન ભણી વલણ થવાનુ કારણ છે એ સજ્જનો સ્વીકારશે ?

હા ' મારૂ અંતર ચીરીને કયે પ્રકારે બતાવી શકુ ?

અરેરે ' મુગાને સ્વપ્ન આવ્યુ હોય તેવી આ મારી મુઝવણવાળી સ્થિતિમાથી મને કોણ મુકાવશે ?

પ્રભુ ' તુ આવો જુલમ ક્યા સુધી સાખી રહેલો છે ?

આર્યસજ્જનો ! તમારો આદર્શ કહેવાતો ગૃહસંસાર અદ્દશ્ય કોમળ નિર્દોષ બાળાઓના અભિશાપ, નિશ્વાસને બોહીઓથી છટા-યેલો ભયંકર દર્શનવાળો છે, એ જાણતા છતા તમને કમકમાટ નથી થતો ?

હા ! ભાગ્ય !!!

---

## બાળવિધવાનું પુનર્લગ્ન.

---

### વસંતતિલકા.

કાલે હતો અશુભ એ વિધવાય વેશ,
સૌંદર્યહીન કર—કાંતિ—શરીર—કેશ,
સામી મળ્યે શુકન નેષ્ટ જનો વિચારે,
રે'તીજ દીન વિધુરી નિજ ભાતકારે. ૧

આજે અહો ! અવનવો ચટકો અપાર,
જ્યાથી પુરૂં પ્રકટિયું રૂપ તેજનાર,
નારંગીને મધુર રંગ કપોલ નાચે,
ઉત્ફુલ્લ હાસ્ય મધુરૂં વદને વિરાજે ૨

કાલેજ કાષ્ટ સરખા કર જે અભાગી,
આજ કંકણ ધરી દીપતા સુભાગી,
આ આંખમાં અંજનયેન અપૂર્વ ભાસે,
મુક્તાફળો મધુર વર્ષત મંદહાસ્યે. ૩

સાડી કસુંબલ રૂડી તનકાન્તિ ઘેરે,
આહિર એ મહનથી સુખ માટ છે રે;

હા ! આ વિધર્મ વિચિત્ર વિનોદકારી,
પ્રાકટ્ય તેનું નવલાજ નિયોગકારી. ૪

*　　*　　*

[1]શું એકમાં તું ભવ બે કરતી અધારી,
ઇચ્છા તને વિષયની ત્યજતી નથીરી,
કીધેલ સમર્પણની વિધિયેજ સ્વામી,
જાતાજ તે ગણુ મનુષ્યકજુ વિરાગી. ૫

બીજો વરેલ ફરી શું વિધવા થશે ના,
ચાવેલ પાન મુખથી નવ કોયલા ખા,
પ્રીતિ તણો પુનિત પંથ પૂંજો પિછાણી,
અર્પાય, એક જણુને ફર ને યુવાની. ૬

અનુષ્ટુપ— અનાસ્વાદીત આપેલું, યુવાનું પાન એકને,
અજીઠું કેમ અર્પાશે અવરને ત્યાગી ટેકને. ૭

શિખરિણી— બહુ ભોગી કાયા અફીણ ગન શી સુધ ગણુના,
વ્યભિચારી માયા દરીપરણીની સર્વ ભણુતા,
વસી છે વૈધવ્યે પૂજનીય અમોલી વિમલતા,
અને આ આત્માની, વિશુદ્ધ વિલસી દેવમયતા ૮

વસંતતિલકા— તારો યુવારસ અરે અમીથી અમોલો,
ભોક્તા જતા રસ બધો પ્રભુ પથ પ્રેર,
રે ! એ યુવા અમીભરી અભડાવતી ના,
ચારિત્ર્યનો વિમલ વાસ વિશેષ વેર ૯

\+　　\+　　\+　　\+

---

૧ પુનર્લગ્નના વિરોધી જનના આ ઉદ્ગારો શરૂ થાય છે.

¹સૌંદર્યનું *સુરભિ આ ફુલડું મધુર,
જે પૂર્વ પુણ્યફળ શું લસતું અનેરૂં,
એને અકાલ મૂળમાં કચરીજ છૂંદી,
સૌંદર્ય માર્દવ+ તણું બનવું વિઘાતી. ૧૦

અનુષ્ટુપ—હતી આશા ભગી ભોળી પિપાસુ પ્રેમનીરની,
+સનાતન ધ્યાનમાં લીન કરો કાં કોમળાંગીઓ ૧૧

વસંત૦— આશાભરી ઉછરતી નવલી યુવાની,
જે થાય આ જગતનો શણગાર સાચી,
જે આ મધુર જગમાં રસગંધ પ્રેરી,
ઉત્સાહપૂર હરખે ભરે નવેલી ૧૨
જે ભાવિના અમૂલ્ય રત્ન ઝુલાવનારી,
દેશોન્નતિ જહીં રહી ઝળકાટ મારી,
દેવો રમે રમણીઓ રસમાં રીઝે ત્યાં,
એ રત્નને પુરુષ ન્યાય કરો નહિ કાં? ૧૩

શિખરીણી— નવી બે કે ચારે પુરુષ પરણે જો જીવનમાં,
નહિ ત્યાં અંકુરો પણ જુલમ હા પુષ્પ મૃદુમાં,
નિરાધારી સ્થિતિ વસમી વિતવી નારી જનની,
બિચારી બાળાની મુઝવણ રહે માથ મનની ૧૪
ભીરુના લજ્જાના ચહુદિશ ચણ્યા કોટ જબરા,
મૂકી મર્યાદાના પતિ નગ્ન કાનૂન કપરા,
કર્યાં સખ્તે ધારા અબલ ગણીને એમની પરે,
જુના એ આર્યાઓ જીતતી તમને સંયમ બળે. ૧૫

---

૧. અહીંથી બધા વિચારો પુનર્લગ્ન થવાનો હિમાયતી દર્શાવે છે
* સુગંધિદાર, + મૃદુતા, કોમળતા. + કાયમનું અંધારું.

## પૃથ્વીચંદ્ર.

### મંદાક્રાન્તા.

ખીલી પૃથ્વી પ્રિતમ શશીના શાંત આનંદપૂર્ણ,
આશ્લેષોથી શિતળ કરના હા ! કરી ગ્રેહ ચૂર્ણ,
પ્હેરેલી છે ધવલ નવલી શી અભિસારિકાએ,—
સાડી સારી ધરીણી સુભગા પારદર્શી પ્રિયાએ ! ૧
એકાંતે એ યુગલ હૃદયો શી સુધા શાંત રેલે,
પીતા પાતા રસ વિહરતા સ્નેહ નિધિ ભરેલે
આહા ! એની રમણીય કલા સૌમ્યતા સ્નેહથી જો,
પ્રેમી હૈયા નીરવ મધુરા લ્હા'વ લેતા રતિનો. ૨
એવે કાળી ઘનપટલની વાદળી શોક્ય આવી,
રોક્યુ તેણે પ્રિતમ મુખનું દર્શ વ્હાલી દગોનું,
હા ! હા ! ત્યાંતો પલટઇ ગઇ પ્યારીની પ્રેમલીલા,
કાળા વસ્ત્રે શિથિલ સુરતી કાન્તિ હર્ષો ગયા હા ! ૩
વજ્રાઘાતે તરલ સુતનુ હા ! થયુ કાન્તિ ક્ષીણ,
ચાલી લાલી રમણીય કલા સ્નેહલીલા વિહોણુ.
રે રે ! આવી પ્રણય વચમા વાદળી દુષ્ટ થૈ તુ,
રંગીલાનો સુખ રસ ઝરો ઝુંટવી હાથ ગૈ તું ૪

---

## પ્રિયાવિરહ.

### —ગઝલ—

પ્રિયા વીણ પાચ પકવાનો, ભરેલા ઝેર શા ભાસે
પ્રિયા વીણ સ્વર્ગનો વૈભવ, સળગતી આગ સમજાશે

શયન લાગ વિના સુનુ, સુવાસી સેજમાં વાણી,
વીતી આનંદની રાતો, સ્મરીને ઝુરવાનું છે ૧
સગા સ્નેહી તણા લા'વા, પ્રિયા આજે અકારા છે,
મધુર આનંદની ધારા વરસતા બોલ તારા છે
પ્રિયા તું પ્રેમની મૂર્તિ, અમર આનંદની છાયા,
પદાવી ત્યાગના પાઠો પછીથી ત્યાગ દરશાવા. ૨
જતાં તું દૂર કલ્યાણી, ગયા સૌ સ્નેહી તરછોડી,
હૃદય અંધાર વધવાને તિમિર આ રેલતી રાત્રિ
હરિ તુજ અંગનું ઓજસ્ ફુલે નિષ્ઠુર આ સંધ્યા,
ગુલાબી ગાલની લાલી ઉષા બાળે બતાવીને ૩
ધવલ તુજ હાસ્યની રેખા દશનની શુભ્રતા ધારી,
સખા સ્મરની બની શત્રુ મનોહર ચંદ્રિકા મારી
સ્મરાવી ગોળ જ્યનોને, કલેજું કેળ કાપે છે,
હિમાંશુના મૃદુ કિરણે, અરેરે ' આગ વ્યાપે છે ૪
કુસુમના કોમળા બાણે, મદન આ વજ્રશા પાદે,
સુવાસી પુષ્પશય્યા પણ, પ્રિયા વીંણુ પીડ કરતા છે
મૃદુતા સર્વ આ મુજને, ઘણું સંતાપતી ઘેરી,
મૃદુલા એક જાવાથી, બન્યું સૌ માર્દવે વેરી ૫

---

## વર્ષાનાં દિલહર દર્શન.

મન્દાક્રાન્તા—દામિનીની કનકદ્યુતિએ દીપતો શ્યામ અંગ,
ધીરૂ ધીરૂ ગરજી મધુરૂં પત્નીયોગે પ્રમત્ત,
ઠંડા ભીના મલય સમીરે આપતો હર્ષ અંગે,
આશા તંતુ કૃષિક જનનો મેઘ આવ્યો ઉમંગે ૧

ઇંદ્રવજ્રા— શીખી પતિ સંગ ઉદારતાને,
સૌદામિની જ્યાં અભિસારિકાને:—
રસ્તો બતાવે વસમી નિશાએ,
ભીનાં મૃદુ ત્યાં ઉર ઓળખાવે ૭

તોટક— ઘણું ઘૂઘવતા નિધિ ઘોર બણી,
સરિતા મદઘેલી વહે ઉછળી,
સુસવાટ કરી વહતા સમીરે,
અભિમાની તરૂ મૂળથી ઉખડે. ૮

અનુષ્ટુપ—પા'ડ કરાડે ત્રાડ, દેતા વન કંપાવતો
બળીઓ કેસરી બાળ, નરપત અવર ન સાખતા ૯

નિરખી ભૂમિપાલક મેઘ પિતા,
ખીલતી કુસુમિત થતી સુલતા,
કવિ ઉર ભરે નવલી કવિતા,
દિન ધુસર જ્યાં ન દિસે સવિતા ૧૦

ઢાંકી ચાંદની છે ઘનગૌરવથી,
અતિ માઝમ રાત ભયંકર શી,
વિકરાળ વિશાળ વિપિન વિષે,
મધુરી કૃતિ કેશવની વિલસે ૧૧

બહુ મેઘ ધનુષ્ય મધુર હસે,
ઘનમંદિર દ્વાર કમાન દીસે,
બની કામિની કંથની સાથ રીસે,
તજી માન છૂપે ઉર રાત વિષે. ૧૨

જલધાર સહી નિજ ક્ષેત્ર પરે,
કૃષિકાર મલ્હાર ઉચ્ચાર કરે;
નૃપ મેઘ તણા ગુણગાન કરી,
અતિ આનંદતી સઘળી અવની. ૧૩

---

## સરિતા સુંદરીનું શ્વસુરગમન.

### ( માલિની )

રમતી રમતી આવી નાની શી બાલિકાઓ,
પસરીજ બહુ મોતી શ્વેતની માલિકાઓ.
ચહુદિશ બહુ એવા રમ્ય ઝર્ણા ઝરી હા'!
નવસ્વરૂપ ધરે છે યોગ થાતા સરિતા. ૧
સિત જળ ચળકતા રમ્ય સાડી રૂપેરી,
સજી પતિગૃહ જાતી એ અભિસારિકા શી,
નવ લઘુ તરૂ માટી કંકરો કૈંક રેતી,
મૃદુલ ઉર સમાવી સ્નેહથી સંગ લેતી ૨
વસી ખસી અટકાતી ભેખડો પત્થરોથી,
છુપવતી તન પાત્રે લાજથેલી જતી શી'!
ખળ ખળ ખળ શબ્દે ગાન મીઠું અલાપે,
પિતુગૃહ તજી જાતા શું વિયોગે વિલાપે ૩
પિતુગૃહ મહીં વ્યાપી સ્તબ્ધતા શાન્ત આહે,
રૂદનસ્વર મધુરો બાલિકા શી નદીનો.
વનચર તરૂ પંખી સ્તબ્ધ સૌને કરે છે,
પ્રિયભગિની જતા ના શોક કોને સરે છે? ૪

પુલિન પર ઉગેલા વૃક્ષ મોટા ઘણે છે,
ભગિનિ પર પ્રીતિથી છાય મીઠી કરે છે,
પિતૃકુળ બહુ વ્હાલી પુત્રી જાતા શ્વશુરે
મજલ ગિરિ પિતાશ્રુ ' ઉર્મી ડોકે નિહાળે ' ૫

રમતી ક્વચિત બાલ્યે કથા યુવાને ઉછાળે,
ગભીર ક્વચિત વે'તી ભાવ પ્રૌઢા સમાને,
પણ 'સબલ ક્ષીણ પારદર્શી વિશુદ્ધ,
હૃદય અહ ' નિહાળી જ્ઞાન પામે અબુધ ૬

[illegible] મળહારી નિર્મળા નામ ધારી,
શીત સમીર પ્રસારી તાપને કાપનારી,
નિત પર ઉપકારે મગ્ન રે'તી મઝાથી,
અવિરત વહી ગાતી ધ્યેયના ગાજવાથી, ૭

ઉંચે પર રવિ જ્યોતિ દિવ્ય દેખાવ દેતી,
ઉતરતો ઉર ચંદા, તારલા—વ્યોમ—રાત્રિ,
મીન સમ ચપળા તે મીનનો સંગ ધારે,
ચન્દ્ર કૃશ તનુમાં શોભતી એ વધારે ૮

જલધિ નજીક જોતા જાતી ફાટા અનેકે,
પસર્તા કર શું ભેટે વિરહેલી વિવેકે,
નદિ-પયનિધિ કેરો રમ્ય સંયોગ જોતા,
વિમલ પ્રણયી જોડા ગૂંથશે સ્નેહ ગીતા ૯

---

## શારદવિરહ.

( લક્ષ્મણ લક્ષ્મણ બધવા રે વેરી કોણે રે લખીયા, એ રાગ. )

શારદરાત સોહામણી રે સિંચે સ્નેહના વારી,
દુગ્ધ હિંદોલમા હિંચતા રે નવા નાથ ને નારી,
આતુર છે અભિનન્દવા રે અંગોઅંગ અનેરા,
તૃપ્તિ હીણાયે ઉજાગરે રે થેથોં લોચન ઘેરા, ૧

આછેરા નીરથી ઓપતી રે, સંકોચાતી સરિતા,
મુગ્ધ જેવી નવબાલિકા રે શોભે સુરત સુદિતા.
નૌતમ આ નવરાતમા રે ગોરી ગરબે ન જંપે,
સ્ફુરે સ્વામીજીના સોણુલા રે રોમહર્ષ પ્રકંપે. ૨

ગગને ગોરીચિત ચોકમા રે ચારુ ચમકે ચાહલીઓ,
આભ અભ્યંતર ભાલમા રે તેવી ઝીણી તારલીઓ
આજ મારો અલબેલડો રે વાંભો નાથ વિદેશી,
આપ પણે એના પંથમા રે, દેખુ હરિ હમેશ ૩

દંપતીને દીલ ભાવતી રે રતિ રંગ રસાળી,
દૂરથી તે દીલ દુભવે રે દિનરાત દિવાળી
કોડીલા અર્પવી કંથને રે અણમૂલી યુવાની,
શારદરાત સુધા ભરી રે મોઝ એની મઝાની ૪

ચુંબી અવકાશને ચંદ્રિકા રે આ ભરજની આલીંગી,
ચંદ્ર પતિ મુખ પેખીને રે ઉગ અવની ઉમંગી,
સરસી હૃદે હર્ષો હિંચતો રે કરતો કૈં રસકેલી,
હેરાણે હૈયાનો હીરલો રે આપે આસુની હેલી. ૫

તર્ક કરી ઝુરૂં કારમા રે અબળા હૂં એકલી,
ભવન ભયાનક ભાસતું રે મધરાત મચેલી
વન વન વાધિર્તા વાધતી રે વેરી રજની સૂસવતી,
ઝીલે જોડા રસનિર્ઝરે રે, દાઝું વિરહાનળ દવથી ૬

સાસરવાસ સિધાવતી રે શાણી સહિયર સમાણી,
નાણી નાખું નિશ્વાસને રે પુરી પક્ષ્મોમા પાણી,
અમ્બોધિ શા મુજ અંતરે રે વાધે ભાવની ભરતી,
આશા અંકુરની એ મહા રે નાની નાવડીઓ તરતી ૭

પોયણું પુષ્પ પ્રફુલ્લતા રે જેવી મુગ્ધ કુમારી,
સારસ હંસને જોડએ રે શોભે સરિતાનું વારી,
રમતા ઉલ્લાસી અગાસીયે રે વ્હાલ સ્હોયા વિલાસી,
ઓઢી કોમળ શીત કૌમુદી રે સૂતા સેજ સુવાસી ૮

હાસી કરો સૌ એ ભલે રે આજ દહાડા તમારા,
રસના વિલાસિક જ્યાં લગી રે નાવ્યા નાથજી મારા,
વીર વિહંગ જઈ નાથને રે કે'જે ચોપથી ચાલે,
આશા ભર્યું ફુલ આપનું રે, કરમાશે અકાલે. ૯

---

## કુદરત કળા.

( ગીત ગોવિંદને મળતો રાગ )

રસકુંજે ભર્યાં પરિમલ પુંજે ગુંજે ભ્રમર વિલાસી,
પાન મધુર સૌંદર્યનું કરતો હરતો અમૃત પ્યાસી,
રે મનહર કુદરત કળા વિલાસી. (૨)

રાસ રમે કીર હંસ કલાપી કોયલડી ટહુકારે,
સૌમ્ય કુદરતી સંગીત ગાતા અનુપમ બોધ ઉચ્ચારે
ખુબી એ ખલકપતિની ખાસી મનહર૦
લસિતા હસિતા લલિતા સુલતા,
મૃદુ પુષ્પ સુવાસમય કોમળતા,
પિયુ કંઠ સલજ્જ વિહારરતા,
લળી આલિંગતી તરૂ આમ્રઘટા.
ધરી ધરતીએ ધવલ માલિકા તેવી અમતરંગી,
નાનકડી નદી નવલ બાલિકા સમ નર્તે નવરંગી. મનહર૦
વાવેલી રસવાળી બાળી હરિયાળી અવનીમા,
જન મન હરણા શિશુ હરણુના ચરતા ચંચલ ધીમા મનહર૦
માનવસંગિત મોહક ઉંડું અદ્ભુત છે આકાશી,
ગિરિગહ્વરે ગેબી ગાન તુજ ઉછળી રહ્યા અવિનાશી મનહર૦

---

## બાળકડું.

મનોહર બાલકડું સુકુમાર,
પ્રભુનો અમૂલ્ય એ ઉપહાર.
દિવ્યગાન કંઇ ગુણનિધિ ગુણના
ઉર ઉછળાવનહાર,
મુખ માર્દવ અભિનવ અવયવના,
અનિમિત્ત ઉર હરનાર. પ્રભુ૦ ૧
ગહન કરે ચિંતન કંઈ મનમા
જન મનનુ લહેપાર;

કળા અનૂપ કૃપાકર વરની,
મૂર્તિમંત મનહાર — પ્રભુ૦ ૨

વસતુ બસ જગમા રસ રસતુ.
ઉર વસતુ ખુશબોદાર,
માતપિતાનુ જીવન અમોલુ,
સંસ્કૃતિનો શણગાર — પ્રભુ૦ ૩

જે દર્પણો પામ્યા એ અર્ભક
અંક સુહાવનહાર,
આજીવન ભૂમિમા એ ભેખે
આપ સફળ અવતાર — પ્રભુ૦ ૪

અતુલ સુખ તજતા પણ ત્યાગી
નિરભાગી રહેનાર,
એ ગુણિના શિશુમા જે સહેજે
કો ન કરે સત્કાર — પ્રભુ૦ ૫

ધારો ઉન્નતિ દેશ તણી તો
સાધન એજ સુધાર,
હરિશંકર એ કળા શૌખરની,
બાળક પર બલિહાર — પ્રભુ૦ ૬



# વિનોદ વાટિકા—તૃતીય પુષ્પ.

## —સ્તુતિ—

સાચું શરણુ તમારૂં એકજ છે ઉમીયાપતિ રે,
જુઠા જગમા મારૂં બીજું કો બેલી નથી રે, સાચું૦
ભવભય મય મહાસાગરમા છું, વિષય પળે પાપી મન પાછું,
યાચું સાચું શરણુ સમર્પો સન્મતિ રે— સાચું૦ ૧
મને ઉગારો આપ પધારી દુખી હાલત નિરુપાય અમારી;
આશા તારી ધારી ઉચ્ચારૂં વિનતિ રે— સાચું૦ ૨
તારક એક તમે અવિનાશી બાલ બન્યો બેહાલ નિરાશી,
પ્યાસી આપ કૃપાનો છું અવનીપતિ રે— સાચું૦ ૩
ત્રિપુરારી છે આશા તારી ભોળાનાથ ભરોસો ભારી,
સુખકારી ભવહારી હરજો વિપતિ રે— સાચું૦ ૪
તું જગતારણ ધારણ ધરણી તુજ આધીન તમહરને તરણી;
મહિમા ન શકું વરણી વિણુ મુજ વાણથી રે— સાચું૦ ૫
હરિશંકર કિંકર કરજોડી વિનવું વિણુ મદમોહ મરોડી,
કર ઓઠી આવ્યો તું તાર ભવાબ્ધિથી રે— સાચું૦ ૬

## શ્રી કૃષ્ણનો છંદ.

### અરધરી છંદ.

કેશવ શ્રી કૃષ્ણચંદ્ર સુખકર મુખ શરદચંદ્ર,
રાઘવ રઘુકુલચંદ્ર રંજનહારા
દરસન પરસન ઉમંગ મિનહર પ્રિતભર પ્રસંગ,
ઓપત અનંગ લાજ અંગ મનહરનારા;

ભાજે ભયતા તમામ, સાજે શુભ સુરત શ્યામ,
લાજે કોટીક કામ કાન્તિવાલા,
વદન આનદ કદ, ભજન ભવ ફેર ફદ
ચદન ચરચીત ચદ. બસરીવાલા ૧
ગિરિધર ગોપાળલાલ કુમ કુમ ચરચા કપાલ
મણિમય ગજમુક્તમાલ ઉરવિશાલ શોભે,
ચિતહર નગ ચતુર ચાલ, અધરો પરવાલ લાલ
રમણિક મુરતી રસાલ સુરનર શેભે,
નાખી નયનાભિરામ વાણી આનંદધામ,
પ્રાણી પરવશ તમામ વ્રજની બાળા,
વદન આનદ કદ ભજન ભવ ફેર ફંદ,
ચદન ચરચીત ચદ બસરીવાલા ૨
શોભન સુંદીરશ્યામ જુમના વિશ્રામ ધામ,
ગોપન ગોપાલ રામ ગિરિવરધારી,
રાચત રચ્યો રમણુ રાશ ભાજત શરદેન્દુ ભાસ,
હલકત હૈયે હુલાસ વ્રજનરનારી,
કચન નન કિરિટમોર ચતુર ભ્રમર દોર ચોર,
રાધીકા વામ ઠોર મોરલીવાળા,
વદન આનદ કદ ભંજન ભવફેર ફંદ,
ચદન ચરચીત ચદ બસરીવાલા ૩
સાજન સારગ સગ વાજત ઉપગ ચગ,
બાજત મૃદગ રંગ ગરજન ધેરી,
પાવો પીંગી પખાજ મડલ રણતુર રવાજ
તબુર તીખો અવાજ આનક ભેરી;

ખણુ ખણુ મંજીરનાલ ઝણુણુણુ ઘડિયાલ ઝાલ
રણુ રણુ રણુકાર દાર નોબત ન્યારા,
વંદન આનંદ કંદ ભંજન ભવફેર ફંદ
ચંદન ચરચીત ચંદ બંસરીવાલા. ૪
સેવત સુરનર સમાન ત્યાગી અભિમાન તાન
પુરુષોત્તમ પ્રેમ પાન પુરણુ પ્યારૂ,
દર્શન દુઃખહર નિદાન, ગંજન ગર્વી ગુમાન
આપત આનંદ દાન ન્યારૂં ન્યારૂ,
ધરણીધર ધીર ધીર નમતુ મુજ શરીર શિર
નિરખી દગ નેહનીર નંદનલાલા,
વંદન આનંદ કંદ ભંજન ભવફેર ફંદ
ચંદન ચરચીત ચંદ. બંસરીવાલા ૫
અનુસર કરધર ઉધાર અનુચિત સંત નિત વિહાર
અંતર નીતિ ઉતાર તારણુહારા,
કપટ અંશ કંસ પ્રાણુ ધ્વંસક કમલેશ કાન
ગર્વી લંકેશ માન ગંજનહારા,
રાઘવ રઘુકુલરંજ ભક્તન તનભીડ ભંજ
સ્મરણે અઘ સર્વ ગંજ ભંજન ભાલા,
વંદન આનંદ કંદ ભંજન ભવફેર ફંદ
ચંદન ચરચીત ચંદ બંસરીવાલા ૬
નાચ્યો ગજરાજ રાજ ગિરિધર ગોકુલ કાજ;
પાંડવ લલનાની લાજ પાલનહારા,
પાળ્યો પ્રહલાદ બાળ કીધો અસુરેશ કાળ
અનુચર ઉદ્ધાર નાર વારમવારા;

(ત્રેવા) ફેગટ ફર ફંદ ફંદ નટવર નર નંદ નંદ
વિઠ્ઠલવર વંદ વંદ કા'ન કૃપાળા
વંદન આનંદ કંદ ભંજન ભવફેર ફંદ
ચંદન ચરચીત ચંદ બંસીવાળા. ૭
સબ જગ પ્રતિપાળ પાળ, વિનવત કંગાલ બાલ
કેશવ કરુણાળ ખાળ જાળ ઝાળ ઝેરી,
કૃપા કર કરુણાનિધાન પ્રેરી પાવિત્ર્ય પાન
હેરી સ્મર–મોહ–માન વસમા વેરી
જોડી જુગ પાણુ પ્રાણુ' હરિશંકર દાસ વાણુ
રેજો રઘુકુલ ભાણુ હૃદયે મારા,
વંદન આનંદ કંદ ભંજન ભવફેર ફંદ
ચંદન ચરચીત ચંદ બંસીવાળા ૮

---

## વિનતિ

(સખી શ્યામ મહીં મનમોહનમેં ઇ૦ એ રાગ.)

જગનાથ અનાથનો હાથમહી ગ્રહી સાથ તું તાર વિદાર અગી,
અમ રાંકનો વાંક ક્ષમા કરી હાંક કૃપા ભરી આખર્યો ઝાખ હરિ,
પ્રભુ આપ પ્રતાપ અમાપ છે કાપજો પાપ હે બાપ આ બાલકના,
ભગવાન દો સન્મતિ દાન ચહું પ્રીતપાન પ્રભુ પ્રતિપાલકના.
ગુણ ધ્યાન મહીં ગુણગાન મહીં ગુલતાન રહી શુભસ્થાન લહી,
સુખ પામી વિરામીએ સત્ય પદે પ્રભુ દે એવી સાં'ય સદાય સહી;
ફરતા હરતા કરતા સહુ કામ તે નામ તમારું રહો મનમાં,
દિનરાત હે તાત તમારી છબી ઝળઝળ રહો તનુના તનમાં
દીન વ્યક્તિ અમે નહિ શક્તિ લિયે ગુણ ભક્તિ વિષે વિભુ દોર, અને

જ્યમ શ્રેય અને તુજ બાળકનુ ત્યમ પાળક તુ કર સાંય મને,
અમે શુભ અશુભ જે કર્મ કર્યા તુજ અર્પણમા ધર્મના ધીર થયા,
તુજ પ્યારી મતિ વૃત્તિ આપો જુઓ કરી નાથજી નેન સનેહ ભર્યા.
હરો સર્વ અશાંતિ તુ અંતરની સુખશાન્તિ સદા પ્રસરાવ રૂદે,
સહુ માયિક વસ્તુનો મોહ હરી તુજચર્ણ મહી કર પ્રેમ ઉદે.
અભિમાનના અંશનો ધ્વંસ કરી વૃત્તિ સ્નેહભરી કર સર્વ પરે,
ભવસાગર આ દુખસાગરમા કરુણા કર કિંકર સેંજ તરે. ૪
અમ જીવનની કરણી ઝરણી સમ વૃત્તિ વળો તુજ પંથ પળો,
હરી ધ્વાન્ત ને શાંત પ્રકાશ દીઓ જૂઠ ભ્રાન્ત અહો પ્રિયકાંત ટળો.
પ્રીત ભાવપુરો પ્રસરાવ તુ ધાંવ અપાવ સેવાનો શ્રીકાર મને,
હરિશંકરની અરજી ધરશો હરશો ગુણનાગર સાગરને ૫

---

## જન્માષ્ટમી.

### ગદ્ય.

તેજ દિવસ !

જે દિવસે દિવ્ય સ્વર્ગીય પ્રભાવડે પૃથ્વીનું પટ પ્રકાશિત થયું !

જે દિવસે ભગવદ્‌ગીતાનો ભાખનાર અદ્ભુત યોગી મહીતલ પર મૂર્ત સ્વરૂપે માતાપિતાના મનક મુદિત કરતો હતો

પિતુ ભક્તિની પરાકાષ્ઠા પર પરમ પવિત્રતાનુ પારલૌકિક પ્રસરણ પ્રસારી પ્રિય પુણ્યશાળીઓને કૃતાર્થ કરતો દિવાકર દિનકર તે દિવસે દ્યુતિમાન થયો; તેની રૌપ્યરશ્મિઓની મોહક ઝલક તે દિવસથી અદ્યાપિ તે તે પુણ્યપથગામીઓના પુણ્ય અચ્યુત પથ પર પ્રતિભા ભરી સંજીવન શક્તિનો સંચય કરી રહી વિરલ મુમુક્ષુના મનોમંદિરમા મધુરતાથી અનુભવાઈ રહી છે.

જે દિવસે પરમાત્માએ પૃથ્વી પરના પાપી નૃશંસો પર કાતીલ નજરથી હિતચિંતક થઇ ધર્મોદ્ધારનો જયસ્તંભ રોપ્યો

આ તેજ દિવસ ! જે દિવસે જડ વસ્તુઓના અનરપટ ચૈતન્યનાર ઉછળી રહ્યા હતા !

આ તેજ દિવસ ! જે દિવસે કાલિન્દી અને સંકર્ષણ પોતપોતાની કૃતાર્થતાના ગર્વમાં મદમત્ત હતા !

હા ! આ તેજ દિવસ !

જે દિવસે મહાન ભયંકર દનુજોના હૃદયોને ચિરી નાખવા છતાં મધુર પ્રેમાળ, સુકુમાર, ભીની, મોહક નજરે પ્રેમી ગોપાંગનાઓને નિર્દોષભાવે પ્રેમ રાસ લીલામાં સ્વર્ગીય તત્વ સમજાવનાર યશોદાનંદ વર્ધન નંદનંદન કંસ નિકંદન કરવા કરૂણાઘન રૂપે પ્રકટિત થયા.

એજ આ જન્માષ્ટમી !

આ ભક્તના હૃદય મંદિરમાં પોતાની સુવાસતે નથી પ્રેરતી ? !

એ અષ્ટમી ત્હને શું સૂચવી રહી છે ?

" પામર પ્રાણી ! જીવનકૃષ્ણપક્ષમાં—ચાતુર્માસના વાવાઝોડારૂપ સંસારની માયિક જડતામાં—વિજ્ઞાનાષ્ટમીનો—પ્રેરણાચંદ્ર—ત્હારા હૃદયમંદિરમાં જ્ઞાન ચાંદનીનો દિવ્ય પ્રકાશ પ્રકટાવી અર્ધરાત્રિ સમા અજ્ઞાનતમનો ક્ષય કરે તોજ તારી અષ્ટમી વરદની ભક્તિનું સાફલ્ય છે.

શોધી લે એ શુદ્ધ સંદેશમાંથી સુધાવર્ષી સ્વર્ગીય શબ્દગુંજન !

સુખાન્વેષણાર્થે આથડતા ઓ અલ્પજ્ઞ !

ક્ષણિક સુખોપભોગની ચપલ ઊર્મિઓની આહુતી આપી દે આજના જીવન પ્રભા પૂરિત રમ્યાષ્ટમીના અચ્યુતપદારોહણ પ્રતાપમાં !

નવતાથી નવ ચેતન ધારી નવધ્યેય ધારણ કરી નવજીવન ગાળવા, પ્રપંચ પીડનોને પ્રજાળવા અવિરત રહેનારૂ સત્ય સુખ પ્રાપ્ત કરી લે.

શાંતિભરી શ્રી કૃષ્ણ પ્રભુની તેજસ્વી ઝલક આપણા હૃદયોદ્યાનની વૃક્ષરાજિના પર્ણો પર વિવિધ રંગ ચિત્રિત દર્શનીય લીલા રચો.

\+ \+ \+ \+

માખણના ખાનાર એ મોહનમા માખણની કુમાસ જો અને જીવનમા ઉતાર.

ગાયોમા સરલતાથી ખેલતા એ ગોપાલમાથી સાદાઈ અને વાત્સલ્યના પાઠો છપાવી લે તારા જીવન પુસ્તકાલયે.

ભક્તિભાવાપેક્ષી ભગવાનમાથી ભાળી લે ભગવદ્‌ગીતાની સુવર્ણ-ભસ્મ, અને આળોટી લે એ ભસ્મમા દિવ્યતાના સંપાદનાર્થે.

---

## કૃષ્ણ સ્તુતિ.

( મોહન માટી ખાય જસોદા તારો૦ એ રાગ. )

પ્રેમથી પ્રણમુ પાય પ્રભુજી પ્યારા પ્રેમથી પ્રણમુ પાય
દુ ખહર દેવા ઇશ્વર એવા સેવા કરૂં હું સદાય—પ્રભુજી૦
ખલક દધિ છે ખારો, કળાયો નહિ કિનારો,
ત્રીકમ તેમાથી તારો વિપત્તિ વડી વિદારો,
આશ ધરી દાસ તારો, અરજ ઉચ્ચારનારો,
ત્રીકમ તુ તારનારો, દયાળુ દ્વારીકાવાળો;
શ્રીવર સમર્પ તું સાંય પ્રભુજી૦ ૧
વાણીવાળી વનમાળી મુરતિ રસાળી ભાળી,
નયનભરી નિહાળી પાપજ પુરા પ્રજાળી;
ગુણ શું શકું ઉચ્ચારી મતિ અતિ ઓછી મારી,

સભારી સનેક ધારી ભીડ દે વિદારી ભારી.
તુ ભાવતારણુ રા'ય પ્રભુજી૦ ૨
કુબજના બિહારી કાન અકુટિમા મોહબાણુ,
જગત બધામા ભાણુ આપજ અમારા પ્રાણુ,
કાયમ કૃપાણુ વાણુ કહું કેટલા વખાણુ,
શ્રીવર સારંગ પાણુ ખરા રૂપ–ગુણુ–ખાણુ
જય જય જગના રાય, પ્રભુજી૦ ૩
દ્રૌપદીના મામાને મારી અજામેલને ઉદ્ધારી,
ઉગારી પઆળી નારી પાડવનું પણ પાળી,
ગજગુનકાને તારી દાનવનું દળ મારી,
ભક્તોની વિદારી ભારી વિપત્તિ તે વારવારી,
જાણુ ન બોલી શકાય પ્રભુજી૦ ૪
દેવ છો દયાળુ આવા ગુણ તો કેટલા ગાવા,
મનના મોહન મા'રા પ્રેમ અમીરસ પાવા,
મહાજળથી મુકાવા સેવાને ભજન લા'વા
પદ અવિચળ પાવા જ્યોતિમા સમાઇ જાવા
કરે હરિ પર તુ દયાય પ્રભુજી૦ ૫

---

## મનહર.

ૐ આનંદ કંદ નંદ નંદન વદન કંઇ,
કંસ નિકંદન વૃંદાવનના વિહારીને,
નિરંજન નામ સર્વ સજન ભજન કીજે,
રંજન પ્રણામ પ્રતિ મંજન મુરારીને,
મુજ પ્રતિ ભુજ તુજ અનુજ હું ભુજ જોડી

કહું સુઝ આપ બાપ પૂજવા શ્રીકારીને
ઘણુંજ કહું શું હુંજ તુંજ મુજ તારનાર
હરો પાપ પુંજ નમું કુંજના બિહારીને ૧

---

## રાસલીલા.

વીણાધારી વા'લ વધારી વ્રજના વિહારી પરવારી પ્રીતે પ્રણામ,
મનોહારી આનંદકારી મૂરતિ તમારી સુરતી છે સુદિગસ્યામ
વનના વૃંદાવનના કાનનના કુંજનમાં ગોપનના રંજન કાન,
કુમકુમના અરચનથી મન હરણા દર્શનથી પરસન છે વ્રજપ્રાણ વીણા૦
કોમલ પદ કુમકુમના તીરણુમના રમઝુમના એક ગોપી એક કાન,
પ્રીતિથી પૂરીને બંસી મધુરીને રાસ રચ્યો નટ કાન વીણા૦
પ્રૉન ધરતી સ્મિત કરતી યુવતી ફર ફર ફરતી કરતી રંગ ફિલાર,
નાઝથી મનહરતી ચપા શું ચીર ધરતી હૈયે એકાવળ હાર, વીણા૦
રમવાથી જમવાથી દિલહારક ઝમવાથી જુવતીના જુમનાને તીર.
ચગવાથી સાં'વાથી ચમના ચમકાવાથી હેર્યાં હૈયાના હીર. વીણા૦
કરી ચાળા હરી માળા થેલી કરી વ્રજબાળા છોજી છોગાળા છેલ,
પ્રૉનવાળા પ્રભુ પ્યારા હરિશ્ચંદ્ર ગુણ તારા રચવા ચહે રસ રેલ વીણા૦

---

### -પ્રાર્થના-

### લાવણી.

નમું નટવર ગિરિધર નાથ પ્રેમથી પ્યારા,
એવા અંતરના આધાર ઉદ્ધારણ હારા
રહો રહ્યા અહીં રણછોડ જોડ નહિ જાણું,
કાન્તિ કંદર્પો કોડ વિશુદ્ધ વખાણું. ૧

તમે ત્રીકમ તારણહાર પ્યાર ધરી મારા,
પ્રભુ અંતરના ઉદ્‌ગાર સકળ ફળનારા.
હું તો એક તમારૂં નામ નાથજી જાણું,
તમે મુજ તન મન ધન પ્રાણ એજ ઉર આણું ૨
પ્રભુ મોહ મદન અભિમાન વ્યાધિ દમનારા,
એવા તૃષ્ણા આશા લોભ ક્ષોભ કરનારા
એવી અસહ્ય આરત આપ બાપજી કાપો,
પ્રભુ પ્રેમરસોનું પાન અનુપમ આપો. ૩
મેં તો આપ ચરણ આધાર એક ઉર ધાર્યો,
જુઠી જગમાયાનો ફંદ મુકુંદ નિવારો
નથી મોહનજી મુજ જોર ચોર છુ તારો,
તુજ કોપ નજરથી લોપ તુરત થનારો ૪
તમે ભયદુઃખ ભંજન આપ ભક્તને કાજે,
તારી ગહનગતિ ગિરિધાર રાખ હરિ લાજે
પ્રભુ પામરના પ્રતિપાળ અરજ એ મારી,
કહે હરિશંકર કિરતાર સ્વીકાર મુરારી ૫

## હરિહર સ્તુતિ.

(રાગ ધીરાના પદનો)

ગરવા ગુણ ગાઇએ રે ગોવિંદ ને ગૌરીપતિ,
હરિહરજી રે'જો હૈયે રે ભૂધર ભોળા ભિન્ને નથી ગરવા૦
ચેપા પિતામ્બર સ્વાર ગરૂડ પર સુંદર શ્યામશરીર,
વૃષભે અસ્વારી વાઘામ્બર ધારી કર્પૂર ગૌર શરીર.
વંદન હરિ ચરણે રે ભક્તો ભાગે ભ્રાંતિ. ગરવા૦ ૧

વૈકુંઠવાસી કમળા વિલાસી શ્રીવર સત્યસ્વરૂપ,
પ્યાસી પારવતીના કૈલાસવાસી તમો રૂપી અવધૂત.
પ્રભુ પૃથ્વી પોષે રે પરલે કરે ગિરિજાપતિ. ગરવા૦ ૨
ચાર આયુધ ચતુર્ભુજમાં શિર કિરિટ ને કૌસ્તુભમાળ,
ચંદ્રકલા શિરગંગ ત્રિલોચન મણીધર રૂદ્રની માળ
ભોળા રૂપે ભયંકર રે શામળીઆની સૌમ્યાકૃતિ ગરવા૦ ૩
એક સ્વરૂપ એ બ્રહ્મ તણા બે વંદું હું વારવાર,
સેવક હું હરિશંકર તારો, અધમ છતાંય ઉદ્ધાર;
જુગલ કર જોડી રે, યાચું કૃપા હું અલ્પમતિ. ગરવા૦ ૪

## વિનતિ.

જીવન અંતરજામી રે અનાથના નાથ હરિ,
સાથે રેજો સ્વામી રે વંદુ પ્રભુ વ્હાલ ધરી જીવન૦
તારી દયા પ્રભુ ધાર અમીની કોપી ન ઓછી કળાય,
તારી દયા શ્રેય સાચું સમર્પે વાણીથી નહિ વરણાય,
પ્રભુ પુણ્ય નામી રે આશા એક તારી ખરી જીવન૦ ૧
પાલક તું દુઃખટાળક દેવા બાળકનો ગ્રહો હાથ,
વાટ વિષમ રૌપુવીટી વટાવી સત્યનો ધર સંગાથ
મુઢ મતિ મારી રે જીઓ નથી જર્યોયા જરી જીવન૦ ૨
નાથ નિરંજન ગર્વના ગંજન ભંજન ભધર ભીર,
અંજન તત્વનું આજી અનુપમ સિંચતું જ્ઞાનનું નીર;
પ્રભુ બુડી જાળે રે ઝાલો મને જબરી કરી. જીવન૦ ૩
પામર હું પ્રભુ દાસ તમારો આપ ઉદ્ધારણ હાર,
શરણે સ્થાપો આપો સન્મતિ શ્રીવર અવર નથી આધાર,
રૂદે હરિ રેજો રે ઉભવી પ્રભુએ વિનતિ ખરી જીવન૦ ૪

## અંબાજીની ગરબી.

( મા તુ પાવાની પટરાણી ભવાની કાળિકા રે લોલ, એ રાગ )

અલબેલો આરાસુર અતિ રળિઆમણો રે લોલ,
માજી અંબાજી અદ્ભુત તણો મહિમા ઘણો રે લોલ
તારી તેજ ભરી ત્રણલોક છબી અલબેલડી રે લોલ,
અમી દયાના આનંદફૂલ ફુલી સુરવેલડી રે લોલ
તારી અમી વરસતી આંખ રહે અમ ઉપરે રે લોલ,
રિદ્ધિ સિદ્ધિ ને નવનીધ અમોલી ઉભરે રે લોલ.
ભવસંકટ ને ભયભીડ હણે ક્ષણ એકમા રે લોલ,
પૂરે મનરથ મનવાંછિત નારાયણી નેકમા રે લોલ ૨
દેહ કજીયા ક્લેશ કુસંપ સુસંપ સુખો ભરે રે લોલ,
ઝેરી જગવિષયોની જાળ ન અંતર આવરે રે લોલ
ત્રિવિધિ તાપ અમાપ તમામ ઉથાપશે રે લોલ,
અમીરસની રેલમછેલ વિલાસીક વ્યાપશે રે લોલ ૩
હઠે દુર્જન મદ હુંકાર પ્રકટ પરચો લહી રે લોલ,
એક સમરથ તું સંસાર અવર શક્તિ નહિ રે લોલ
સુર શંકર શ્યામ સુરેશ હમેશ સુમાનથી રે લોલ,
તુજ ધ્યાન અને ગુણગાન કરે અભિમાનથી રે લોલ ૪
મદભર મદમર્દન માત નિકંદન નેષ્ટની રે લોલ,
અલબેલી આનંદકંદ સુનંદન એષ્ટની રે લોલ.
ત્રિપુખંડન ચંડસ્વરૂપ ભયાનક ભાસતુ રે લોલ,
માજી મોહક ભક્ત સમીપ હરખભર હાસતું રે લોલ ૫
ભરી ઓજસ ઝળકાદાર ભ્રકુટિ ભાજતી રે લોલ,
દેખી વિમળમતિ વિલસાય કે દુર્મતિ દાઝતી રે લોલ

તુજ ભજન મહા ભયમાય અજબ ધીર આપતુ રે લોલ.
નીતિશ્રદ્ધાની શુભ છાપ છબીલી છાપતું રે લોલ. ૬
રેજો હૃદયે માત હમેશ અનુજ ગણી આપનો રે લોલ,
સુત નીત સુખ સ્થામ સંપ મહિમા પ્રતાપનો રે લોલ
ઓગણીસો એંશી સાલ ભૃગુ સુદ પાચમે રે લોલ
દગ્નિશકર જુગ કર જોડ અરજ તુજ ઉચરે રે લોલ ૭

---

## માનવ સંગીતનું મૂળ.

( જે કોઇ અંબાજી માતને આરાધશે રે લોલ, એ રાગ. )

નિરંજન નારાયણીને નમુ રે લોલ,
રોજ અંબામાજીને ચરણે રમું રે લોલ;
નવરાતો રસે રળિયામણી રે લોલ
આદ્યશક્તિની ગરબી સોહામણી રે લોલ. ૧
એક મેરૂ પર્વત મોટા બન્યો રે લોલ,
જાણે કિલ્લો ગગનચુંબી ચણ્યો રે લોલ,
એના શિખે દરેક ધામ હેમનાં રે લોલ,
અલકાને તર્જત તેજ તેમના રે લોલ. ૨
ત્યા તો ઘેરા ગંભીર વડલો વડો રે લોલ,
સ્તંભ વિના આકાશ જેમ છે ખડો રે લોલ,
તેજ તારા તણુ ગાન પાનમા રે લોલ,
રવિ રાજે શુ સેંકડો મધ્યાનમા રે લોલ ૩
ફુલ પાને વસંત પ્રકટી રહી રે લોલ,
રજે રજે તે ચાહની રસી રહી રે લોલ,

ત્યા તો આજે અચરજ એક ભાળીઉ રે લોલ,
જાણે સ્વપ્નામા કઇ નવુ નિહાળીઉ રે લોલ. ૪
ધેરો ઘેરો ગભીર નાદ ગાજતો રે લોલ,
વ્યોમ વીધીને ચદ્રમા વિરાજતો રે લોલ,
રમે હસ કુક્કુટ સિહ સપમા રે લોલ,
પશુ પંખી લેખુ ન લેશ કપમા રે લોલ ૫
વાજે વાજા છત્રીસ રાગ રાગનારે લોલ,
ધન્ય થાશે લોચન મહા ભાગના રે લોલ
રાત ઓપી અપાર અજવાળીએ રે લોલ,
રમે રગે રસાળી રસતાળીએ રે લોલ ૬
હશી રભા ઉર્વશી સુર સુદરી રે લોલ,
એને અંગે ત્રિલોકની તેજી ભરીરે લોલ,
બની ચદા નિસ્તેજ મુખ ન્યાળીને રે લોલ,
હરે હૈયુ હલક હલદ હલવાળીને રે લોલ ૭
ચરણ ભરતા કુમકુમની રેખા પડે રે લોલ,
જેથી હૈયુ પૃથ્વીનું હરખે ચડે રે લોલ,
એના સૂરમા મધુરતા ત્રિલોકની રે લોલ,
બની ધન્ય જમીન મર્ત્યલોકની રે લોલ ૮
ખરે મોઘા મોતી મદહાસ્યમા રે લોલ,
ફુલ ફોરે કૌમારની કુમાસમા રે લોલ,
દિવ્ય વસ્ત્રોમા વીજ ચમકી રહી રે લોલ,
રજે રજે તે ચાદની રસી રહી રે લોલ. ૯
સીમા સૌંદર્યની સઘળી મળીરે લોલ,
રસ માધુર્યની જોડ જળહળી રે લોલ,

મોટું એનું સૌંદર્ય કેમ માપીએ રે લોલ,
એને શા અભિનંદન આપીએ રે લોલ ૧૦
આવી રમવા માટે શું વનદેવીઓ રે લોલ,
શિવા સંગે સ્વર્ગની સાહેલીઓ રે લોલ,
ઉમા સાવિત્રિ શું રમે રસે ભરી રે લોલ,
અમર લોકથી શું અપ્સરાઓ ઉતરી રે લોલ ૧૧
નથી એકેની જોડ આ સ્વરૂપમાં રે લોલ
કળા બ્રહ્માની નો'ય આ અનુપમા રે લોલ,
આદ્યશક્તિ રખે ભુવનેશ્વરી રે લોલ,
અહીં આવેલી રૂપ નવલાં ધરી રે લોલ ૧૨
ત્રણ ભુવનમાં જેની છે નામના રે લોલ,
જેના તંતુ અચ્યુત પુર ધામના રે લોલ,
શિવબ્રહ્મા જેને રટે ઉમંગમાં રે લોલ,
નામ જેનું નિશ્ચલ નવખંડમાં રે લોલ. ૧૩
સુર પુરે છે ફિર મોર કોકિલા રે લોલ,
વાસ બસી વાતા અની પ્રેમીલા રે લોલ,
ઉભા વેરે સુવાસ એક તાનમાં રે લોલ,
ધીર કસ્તુરીઆ મૃગ ધ્યાનમાં રે લોલ ૧૪
સ્થિર વૃક્ષે વિહંગ રંગ રગના રે લોલ,
જડયા જેમ કુંદન નગ નંગમાં રે લોલ,
વનવેલી નમેલી અલબેલડી રે લોલ,
પિયુ સંગે જોતી રસ થેલડી રે લોલ ૧૫
વાધ વગડે વિલાસ ભરી વાસળી રે લોલ,
પુરી પૃથ્વીના લોક તણી પાસળી રે લોલ;

ગાન વેરાતુ વિશ્વમા વિશેષમા રે લોલ,
નાર સાધે ત્રિલોક દેશ દેશમા રે લોલ ૧૬
બને તેથી સંસાર તણી બંસરી રે લોલ,
મચે માનવ સંગીતમા મઝા ભરી રે લોલ,
નાર એનો અખંડ નહિ તૂટતો રે લોલ,
ખરો ના એ નીમેલ સુર ખૂટતો રે લોલ ૧૭
લક્ષ્મીવરની લીલા કોઇ ના કળે રે લોલ,
એની શક્તિ સંસારગાન ઉછળે રે લોલ,
ઓગણીસો એંશીની નવરાતમા રે લોલ,
આમ અર્પી અંતર રજિઆતમા રે લોલ ૧૮
ગાય ગરબી હિંકર કર જોડીને રે લોલ,
માત ઉદ્ધારશો કર ઓઢીને રે લોલ,
હરિશંકર હું દાસ માત આપનો રે લોલ,
મોટો મહીમા છે માતના પ્રતાપનો રે લોલ. ૧૯

## ગરબી.

વારી જાઉં અંબાજી તારા નામને રે
તારા ધીમા આરાસુર ધામને રે. વારી૦
આદ્યશક્તિ આરાસુરી ઇશ્વરી રે
ભજુ ભાવે ભવાની ભુવનેશ્વરી રે વારી૦
પ્રગટ પરચે પુરણ પરમેશ્વરી રે
જુગદંબા જપુ જગદીશ્વરી રે, વારી૦
સદા સજનુ સેવકની સંભારશો રે
જાઉં વાગેશ્વરી તુજ વારણે રે. વારી૦

અલબેલી ઓપે અભિમાનમા રે
શિવ બ્રહ્મા ધરે નિત્ય ધ્યાનમા રે વારી૦
આઠ ભૂજાળી વાઘ અસવાર છે રે,
દુષ્ટ દાનવ દળીને દળનાર છે રે વારી૦
એક શક્તિ સમરથ કળિકાળમા રે,
હાથ ઝાલે દેખી દુખ ઝાળમા રે વારી૦
જોગ માયા છે જોત જગે જાગતી રે
ભૂત બીતી ને બીડ દૂર ભાગતી રે. વારી૦
સોહે શક્તિ સ્વરૂપ કળા સોળમાં રે
રમે ચોસઠ દેવી રસ છોળમા રે. વારી૦
પાય ઝાંઝર નૂપુર ઝણુંઝણમાં રે
દિવ્ય વસ્ત્રો છે વીજ થી કિનારમા રે વારી૦
હેમ કંકણ રત્ને જડેલ હાથમા રે
શોભે સુંદરીઓ સ્વર્ગની સંગાથમા રે વારી૦
ઝીણી કુમકુમ રેખા કપાળમાં કરી રે,
વીજ જ્યોતિ આકાશથી શુ ઉતરી રે. વારી૦
રમે અંબાજી બહુચર બાલિકા રે,
રમે પાવાવાળી માત કાળકા રે. વારી૦
એની આંખડીમા તેજનો અંબાર છે રે,
હૈદે હીરે જડેલ સ્તનહાર છે રે વારી૦
ચંદ ભાલે આનંદ મંદ હાસ્યમા રે,
કરૂં વદન ચરણારવિંદ પાસમા રે. વારી૦
ઉડે અબીલ ગુલાલ અંગ રંગમા રે,
હીંચે દેવા હરખ ઉમંગમા રે. વારી૦

સુણી ગરબાના ગાન એના માનવી રે,
ગ્યે ગરબી નવરાતમા નવી નવી રે વારી૦
પુરે કોડ કિંકર તણી કામના રે,
અંત સેવકને અન્ય વિશ્રામના રે વારી૦
જ્યોત થીની અખંડ ઝલકી રહી રે,
છબી સાચો વિશ્વાસ વરસી રહી રે વારી૦
જોઇ રાચે હ્રદય રસ ધારમા રે,
નિત્ય નાચે આનંદના અંબારમા રે વારી૦
સંવત એેશી આસો અજવાળીયે રે.
શુદ્ધ પાચમને ગામ વારાહીયે રે, વારી૦
ગાઇ ગરબી માતાજીની મે'રથી રે,
હરિશંકર કહે હર્ષ ભેરથી રે. વારી૦

---

## સ્તુતિ.
### શાર્દુલ વિક્રિડીત.

હે દેવી ભવતારણી ભગવતી આરાસુરી અંબીકા,
છો મૈયા મદહારણી પ્રીતિવતી શાંતિવતી સૌખ્યદા,
પ્રીતેથી પદ પંકજે પ્રણમીને સર્વેશ્વરી શક્તિને,
યાચુ બાલક હું કૃપા તુજ તણી પ્રીતિભરી ભક્તિને.

---

## શ્રી ધરણીધરજીનો છંદ.
### ત્રિભંગી.

જય જય જયકરની જીવનજગની ધરણીધરની સુખકરણી,
મરતી મનહરણી પીડ પ્રહરણી તારણ તરણી તમ હરણી,

ડાબી દિલહરણી રમા ઉધરણી જયજગજનની ભવહરણી,
ધરણીધર વરની રૂપ કિંકરની હરકત હરણી સુખકરણી. ૧
ઝળહળ ઝળજંગી તેજ તરંગી નર અચભંગી નવરંગી,
દર્શન દિલરંગી હર ભસ્માંગી વામ વિરંગી બજરંગી,
બહુ લોક ઉમંગી દર્શન અંગી ભવ ભીત ભંગી ચિંતહરણી,
ધરણીધર વરની રૂપ કિંકરની હરકત હરણી સુખકરણી ૨
જય જય જગપાળા દીનદયાળ મોરલીવાળા મરમાળા,
મુક્તાફળ માળા ચતુર ભૂજાળા ઝાકઝમાળા કરુણાળા;
વૃંદાવનવાળા રૂપ રઢિઆળા કાનડકાળા કરધરની,
ધરણીધર વરની રૂપ કિંકરની હરકત હરણી સુખ કરણી ૩
કેસર કુમ ચરચન અંગસુ અરચન થકસુદર્શન કમલર્શન
દામોદર દર્શન સહુ સુખ વર્ષણ હરખ સુહર્ષણ ઉત્કર્ષણ,
પ્રણમે બધ પરસન સુર સંકર્ષણ નાચત બનઘન કિન્નરણી,
ધરણીધર વરની રૂપ કિંકરની હરકત હરણી સુખકરણી. ૪
ધરણીધર છાજે છબી બિરાજે ભવદુઃખ ભાજે રૂપરાજે,
કોટી સ્મર લાજે બસી બિરાજે નોબત વાજે ગુણગાજે
આનંદ અવાજે સર્વ સમાજે ભક્તિ ભાજે ભુધરની,
ધરણીધર વરની રૂપ કિંકરની હરકત હરણી સુખકરણી. ૫
દમીનર દંડી ચિતરૂપ ચંડી ખલબલ ખંડી પાખંડી,
ભક્ત ન ભયભંડી સહન ન શંડી ઝુંડ વિતંડી મદમંડી,
બનવત બ્રહ્માંડી એક અખંડી ઝલબલ ઝંડી ધરધરની,
ધરણીધર વરની રૂપ કિંકરની હરકત હરણી સુખકરણી ૬
જય અશરણ શરણા તારણ તરણા હરકત હરણા સુખકરણા
મેટી જનમરણા મંગળ કરણા અમૃત ઝરણા દુઃખહરણા

ૐ શરણ શ્રીચરણા આમનુચરના એ ઉચ્ચરણા ઉરધરણી
ધરણીધર વરની રૂપ કિંકરની હરકત હરણી સુખકરણી. ૭
ધરણીધર ધંગી ધામઉમંગી ધર્મ ધુરંગી રસરંગી,
ભવનીતલ અંગી શ્રુત ભૂજંગી ભવદુઃખ ભંગી ઉછંગી
અમરકર અંગી પલક પ્રસંગી પાપ પતંગી પરહરણી,
ધરણીધર વરની રૂપ કિંકરની હરકત હરણી સુખકરણી. ૮
છબી છેલછબીલી ભવન ભરેલી રંગ રસેલી અલબેલી
ઠીકઠાક ઠરેલી જુગત જડેલી જનપદ હેલી ગુણઘેલા
હરિશંકર પેલી મનમદ મેલી નમન કરેલી નટવરની,
ધરણીધર વરની રૂપ કિંકરની હરકત હરણી સુખકરણી ૯

---

## ધરણીધરજીને થાળ.

( પુનમચાંદની—એ રાગ. )

આવો અંતર્યામી જગતા મારે આંગણે રે
નિર્મળ ગંગાજળ વડે નવરાવું શ્યામ,
પેરી પિતામ્બર પાવડીઓ બેસો પાટલે રે
પિરસ્યા કંચન પાત્રે પ્રેમભર્યા પકવાન. આવો૦
મંડપ મધ્ય બિરાજો મોહન મુરલીધારીને રે
જન મનરંજન ચિતહર વદનકમળ ને ચાલ. આવો૦
પકવાનો નિપજાવીયા મેસુર મોહનથાળ,
લાડુ સેવ સૌરા કરી કાંન કીધો કંસાર
મોતીચુર મગજ કીધ નાથ તમારા કારણે રે,
આશા અંતરમાં આણીને આદરો ભાવ. આવો૦

  મેળી પૂરણ પોળીઓ બાસુંદી દૂધપાક,
  શિખંડ પેંડા સ્વાદુવા ખાજા ઘેબરપાક
મોંહડા ભોજન મોહન જમો જનું ઓવારણે રે,
જમતા શ્યામ નિહાળી અલભ્ય લેખુ લા'વ આવો૦
  ગલકા મેથી આરીઆ વિધવિધ સુંદિર શાક,
  સાથે રસભર રાંધતા કારેલા વંતાક;
તાંદુલજાની ભાજી બનાવી તમારા કારણે રે,
કરતા દર્શન તુજપર ત્રીકમ જઉં બલિહાર આવો૦
  રતાળુ રીંગણુ બારીઆ કોળુ કોબીજ શાક,
  દાળ કીધી દશવિધિની કમોદ ઉંચર્વી જાત,
જમજો હળવે હરજી અરજી જુગદાધારને રે,
જમતા રખે ઝડપથી મારા જીવન આધાર આવો૦
  અથાણુ લીંબુ આંબાનું બીજા સુંદર સ્વાદ,
  નાખુ પખે વાયરો કનકઝારી ધરી હાથ,
લોજી લવિંગ સોપારી એલચી ધારી પ્યારને રે,
કાતરી કાથો ચુનો કીધુ કપુરી પાન. આવો૦
  સેજ બિછાવું સ્નેહથી મખમલ વસ્ત્ર તમામ,
  વા'લા વળતી તે પરે કિંચિત લ્યો વિશ્રામ.
સેવા અરપીં આપની કૃતાર્થ કરશો દાસનેરે,
સેવક હરિશ કરને દો ચરણામૃત પાન. આવો

( ૨ )

જમાડું જુગતે જુગદાધાર પધારો પુરૂષોત્તમ ધરી પ્યાર.
સુંદિર શામળીઆ સુખકાર,—પધારો૦
  પ્રેમે પધારો, વા'લ વધારો,

પ્યાર ધરી શુદ્ધ વાર ભરાવું, સ્નાન કરૂ કાંન સુજાણ કરાવુ.
કંચન પાટ પ્રભુ પધરાવું, નાથ નવા પકવાન નિપાવુ
પિરસુ પ્રેમે કંચન થાળ—પધારો૦ ૧
નવીં નવીં વાની કરી છે મઝાની,
સેવ શિખંડ ઘેંબરા પુરી પ્યારી, ખમણ ખાંડ ખાજા ખુર્મા ન્યારી,
મોહનથાળ મહેસુર મનગમતા, મગજ મધુર મોતીચુર જમતા
દુધપાક શાક કંસાર—પધારો૦ ૨
ઘેબર ધારી સરસ સુધારી,
પુરણપોળી ઝબોળી છે ઘીમા ભોજન ભાત મોહન મીશરીના,
શાક ને પાક બનાવ્યા છે સારા ત્રીકમજી જમજો નમ પ્યારા,
બરફી બાસુદી બીલદાર—પધારો૦ ૩
શાક રૂપાળું સુરણરતાળુ
વાલોળ કોળુ વંતાક વધારી, શાક કોબીજ કારેલા સુધારી,
દાળ બનાવી સંભાળથી સારી, ભાગ્ય હરી જમશે ગુણધારી
કીધા કમોદ ઉંચ પ્રકાર—પધારો૦ ૪
ભાવની ભાજી ત્રીકમ તાજી
દ્રાખ ને શાખ અનાર અથાણું, લાવા મનોહર ભરપુર ભાણુ,
ધીમે જમો ધરણીધર સ્વામી, જો જમવામા છે રાખના ખામી,
વિનવુ કર જોડી કિરતાર—પધારો૦ ૫
કંચન ઝારી ભરી શુદ્ધ વારી
એલચી પાન સોપારી સ્વીકારો ત્રીકમજી ભવસાગર તારો,
દાસ મહો હરિલાલના સ્વામી, વિનવે અનુચર અંતરજામી.
પ્રણામી જગસ્વામી જગધાર—પધારો૦

## પોઢણુ આરતી.

પોઢો પ્રેમે પાતળીયા પ્રાણ લાલજી લટકાળા,
મારા મનહર મોહનલાલ નાથ મુરલીવાળા
પ્રભુ રત્નજડિત ચોરંગ સેજ સમારી છે,
જરિયાનની ફરતી ઝૂલ રચના રૂપાળી છે,
ભરી રૂને મખમલની તળાઇ તાજી બિછાવી છે,
એવી સુદીર સ્વચ્છ રજાઇ સંગમા મૂકાવી છે.
જાઈ ચંપો ગુલાબના ફુલ સેજે બિછાવીને,
એવો અત્તરનો મહેકાટ સુગંધ પ્રસરાવી છે.
જગજીવન ઝળહળ દીપ જ્યોત જગાવી છે,
સુગંધિત તેલ ચંદન શ્યામ રોશની બનાવી છે
ઝૂલ ઉપર મચ્છરદાન મોહન માવાજી,
કરૂ સ્તુતિ હું શ્રી ઘનશ્યામ દયાળુ દેવાજી
ચર્ણ સેવા કરૂં ચક્રપાણ્ પોઢો પ્રિતથી,
નાખુ પંખે પવન ગરિમા પ્રેમભરી ચિતેથી
પ્રભુ જાગ્રત છો નિત આપ જીવાડવા જીવોને,
પ્રેમ ભક્તિ તણે અનુસારે ભક્તના ભાવો છે
ભક્તભાવથી શ્રી ભગવાન વાંચ્છિત ફળ આપે રે
હરિશંકર કહે ભવ ભીડ ભૂધરજી કાપે રે.

---

## શ્રી શિવજીની આરતી.

જય શિવ સુખદાતા પ્રભુ જય શિવ સુખદાતા,
અલખલખાતા ત્રાતા, પ્રભુ પદ પકાતા  જયદેવ જયદેવ. ૧

ઉમા ધરી અરધાગે, સર્વાગે ગેરા, પ્રભુ સર્વાગે ગેરા
ચળકત ચદ કપાળે (૨) ભસ્માગે ભોળા જય૦ ૨
ત્રિનયના ત્રિપુરારિ શિર ગગા ધારા પ્રભુ૦
પચવદન પરમેશ્વર (૨) બ્રહ્મ પુરણ પ્યારા જય૦ ૩
વાઘામ્બર ધર કંઠ સર્પ ભૂષણ સોહે પ્રભુ૦
તાડવ નૃત્ય નિહાળી (૨) ચૌદ ભુવન મોહે જય૦ ૪
વાસ સુખદ કૈલાસ વૃષ વાહન છાજે પ્રભુ૦
કિન્નરસ ગીત સુરમા (૨) ડીમ ડીમ ધુની વાજે જય૦ ૫
નદન નાથ ગજાનન પીડ હરના પળમા પ્રભુ૦
શકર સરિસ કૃપાળુ (૨) કો નહિ ભૂતળમા જય૦ ૬
દેવ દયાકર દુઃખહર શકર વરદાતા પ્રભુ૦
મુક્ત મનાના ત્રાતા (૨) ગુણ સુર નર ગાતા. જય૦ ૭
ધરા ઓકાર અધીશ શીશ તુહી ચરણે પ્રભુ૦
ભોળા શિવ ભવતારણ જય ભસ્માભરણે જય૦ ૮
કરતા પ્રેમ પ્રણામ ધામ અચળ પામે, પ્રભુ૦
હરિશકર હર ભજતા (૨) ભવ સકટ વામે. જય૦ ૯

---

## શ્રીકૃષ્ણજીની છબીનું વર્ણન.

( કહેવુ શુ હવે તમને કા'ના—એ રાગ )

મદહસિત મુખચદ મુરારી, મુરતિ મનહરનારી રે મદ
મોર મુકુટ મણિમય વનમાળી, મોહક આંખલડી અણીયાળી,
કુડલ હાર દલક ઝલકાળી, નરહરિ જોયા નિહાળી રે. મદ૦ ૧
કાન્તિ મનોહર મુખડા કેરી, કોમલતા ઘનશ્યામ ઘણેરી,

જુમના તટ લટકાળા લે'રી, હેયું જયા છો હેરી રે. મં'દ૦ ૨

ચતુરાયુધ ધર ભૂધર તારી, શ્યામ સુરત ઉપર બલિહારી,
પીતામ્બરની પલવટ વાળી, લાલચાલ લટકાળી રે. મં'દ૦ ૩

રમા મુનીવર વેદ વખાણી, અકળગતિ જુગજીવન જાણી,
પાર શું પામે પામર પ્રાણી પા પ્રીતિરસ પાણી રે મં'દ૦ ૪

સ્નેહ તણા સાગર શામળીઆ, મથા કરી મનમોહન મળીઆ,
હરિશંકર પર અઢળક ઢળીઆ, કૃપસાગર શામળીઆ રે. મં'દ૦ ૫

---

## સ્તુતિ.

શામળીઆ સંકટ હર સ્વામી, કૃપકર અંતરજામી રે, શામળીઆ૦
ગ્રાહથી ગજ ગોવિંદ ઉગાર્યો, ગોપ રક્ષણે ગિરિ કર ધાર્યો
અજામેલને સે'લ ઉધાર્યો, એ વિશ્વાસ વિચાર્યો રે શામ૦ ૧

ભક્તોના ભય સંકટ ભાળી, વાં'ર કરી વિઠ્ઠલ વનમાળી,
ધુત રમતા પાંડવ પણ પાળી, પત રાખી પંચાળી રે, શામ૦ ૨

સુધન્વાનું શરીર પ્રજળવા, તાતી તેલ કઢા હતી તળવા,
કરી શીતળ હરજીવન હળવા, દાસ તણા દુઃખ દળવા રે. શામ૦ ૩

રીસ કરી હિરણ્યાકંસ રૂઠયો, ભક્ત તણું હણવા તન તૂટયો
પ્રકટયા નરસિંહ સ્થંભ વછૂટયો, કાળ કપટીનો ખૂટયો રે. શામ૦ ૪

ચર્ણરજે અહલ્યા ઉદ્ધારી, કંસ ધ્વંસ કીધો ગિરધારી,
રાસ રમાડી બહુ વ્રજનારી, બ્રહ્મચારી રે. શામ૦ ૫

નાથ ! હરિના નયન સિતારા, કોટિ પ્રણામ પદામ્બુજ પ્યારા,
ભજનરેલ અમૃતની ધારા, હે દ્વારિકા વાળા રે. શામ૦ ૬

૨

( રાગ—આદ. વીરા વૈરણના વારીની રાહ )

દામોદર દ્વારિકા વાળા, કૃષ્ણ કૃપાળા, છો લટકાળા લાલ.
જમનાને તીરે, શ્યામશરીરે, ધીરે ધીરે જગધાર,
રાસ રચી રમતા યદુનંદન, વદન વાર હજાર રે
કરે સુર નર સ્વામી, ગરૂડના ગામી, અંતરજામી,
ભક્ત તણા પ્રતિપાળ—દામોદર.

આનંદના એ ધામ ધુરંધર, ધરીએ નિરંતર ધ્યાન,
ચૌદ ભુવન તણા નાથ અનુજને, આપો આનંદનું દાન રે
હરિ હૈયામાં વ્યાપી, અઘ ઉથેપી, દર્શન આપી,
કાપીને કષ્ટ કૃપાળ—દામોદર૦ ૨

---

## મસ્તની સ્તુતિ.

### ગઝલ.

પ્રભુના પ્રેમના પ્યાસી, અમોને એજ પ્યારૂં છે,
ફના સંસારના ફંદો, તણું દર્શન અકારૂં છે.
પ્રભુની મૂર્તિ છે પ્યારી, પ્રભુની ભક્તિ છે સારી,
પ્રભુના પ્રેમની પ્યાલી, પીને મસ્તાન રે'વું છે.
સૂણું તો શ્યામના કાવ્યો, રટું તો રામની માળા,
પીવું તો પ્રેમરસ પ્યાલા, નિહાળું નંદના લાલા
અમોને એજ પ્યારા છે, સમરતા સૌ'જ સારા છે,
અહા ' આનંદકારા છે યશોદા નંદ ન્યારા છે,
જગતની જૂઠ છે માયા, જવાતી વાદળી છાયા,

રચાયા રેતના ચાયા, તજી ગોવિંદને ગાયા.
પ્રભુની મૂર્તિ મનહારી, દયાળી દુઃખ દહનારી,
નિહાળી નેહથી પ્યારી, પુરણ આનંદને પાયા
+ + +
દયાળુ બાળના દોષે ભરાતા જો રખે રોષે,
સ્હેમની રાહ આ જોશે તનુજો રંક છે તારા.
અમોને પાલનારા છો, ત્રિતાપો ટાળનારા છો,
ખળોને બાળનારા છો, પિતા માતા તમે મારા
ભૂધર તુજ ચર્ણની ભક્તિ કરાવા સોપજો શક્તિ,
અતિ હું અજ્ઞ છું વ્યક્તિ દયા દષ્ટિ દિસાવોને
જુગલ કર સ્નેહથી જોડી અમારી આશ છે થોડી,
ત્રીવીધી તાપને તોડી પ્રીતિભક્તિ પમાવોને
× × × ×
બચાવો ઝેરની ઝાળે અમારૂં જોર શું ચાલે,
હરિ હરનીશ હરિલાલે તમારી આશ ધારી છે

## આસ્તિક જીવાત્માનો પશ્ચાતાપ.

( પિતાજી આ કોપ—એ રાગ )

અહો હે હરિ હું યાચુ ક્ષમા,
દિનાનાથ દેવા દિસાવો દયા;
સદૈવે ગણીને મને આપ દાસ,
અતીદષ્ટિ પ્યારા કરોને પ્રકાશ ૧
મને વિશ્વ માહે તમારો આધાર,
નહિ બીજું કોથી તમે તારનાર;

કીધા મે અધર્મના કર્મ અગાધ,
હરિ માફ કરવાં તમારે જ હાથ ૨
ધર્યો છેક સાચો ન સાચો વિચાર
દુખી દીનને દર્પ આપ્યો અપાર
પછી મોહ પાસે કર્યા કૈંક પાપ,
શકુ કેમ ન્યાયી કને માગી માફ ૩
સુખો સ્વાદ ધારી વિષયમા ધસ્યો,
કુડા કર્મથી લાભ લેખી હસ્યો
નહિ નાથ કોદી ધર્યું તારૂ ધ્યાન,
મચ્યો મોહ માયા મહીં ગુલતાન ૪
નીધો કોલ પાળ્યો ન પ્યારા જરી,
બનિ મારી સારી શુ થાશે હરિ,
પ્રાણુ કરીને કૃપા કિંમતી,
કરો માફ શીણુ આપ આશય નથી. ૫
નથી માફ માગ્યા વિનાનો ઉપાય,
અમારા અધર્મો ન જોવો જરાય.
નજુ આપ કેરૂં વિચારી હરિ
પિતા તુર્ત તારો સ્વહસ્તે કરી ૬
તને ભક્ત સૌને કરી સહુ વાર,
અમરિષ કાજે ધર્યા અવતાર,
નરા પ્રેમથા મોહી વ્રજ સર્વ નાર,
રચી રાસ દાખી તેં લીલા દયાળ ૭
અજામેલ પાપી ઓધાર્યો તમે,

પ્રભુ આશ રાખી છે એવી અમે
હજી એક આશા તમારી ખરી,
હરિના પ્રભુને આ અરજી કરી ૮

---

હરીનામધુન— ગીતિ.

વિઘ્નવિદારક સ્વામી, અંતરજામી અરજ ઉચ્ચારૂ,
મંગલમય ભયભંજન, નામ નિરંજન રહો હૃદે પ્યારૂ,

---

પ્રણમુ પ્રતિદિન પ્રભાત હરે, હરિ રામકૃષ્ણ ગોવિંદ હરે,
સચ્ચિદાનંદ શ્રીનાથ હરે. હરિ૦
હરિ રામ કૃષ્ણ ગોવિંદ હરે. હરિ૦
નમુ મોહન નાથ મુકુંદ હરે. હરિ૦
સીતાપતિ રાધે શ્યામ હરે. હરિ૦
પુરૂષોત્તમ પુરણ કામ હરે હરિ૦
પરમેશ્વર પૂરણ બ્રહ્મ હરે. હરિ૦
પ્રણમુ પરમાત્માન બ્રહ્મ હરે હરિ૦



## અગાઉથી ગ્રાહક થઈ આશ્રય આપનાર સદ્‌ગૃહસ્થોનાં નામોની યાદી.

વારાહી. પ્રતોની સંખ્યા.

મે૦ રાજમલભાઈ મગનભાઈ સા૦ મારફત. . ... ૧૦૦

મે૦ રાજમલભાઈ મગનલાલ સા૦ ... ... ૫૦

મે૦ પીર સાહેબ રજબઅલીઆ. ગોતરકા. . . ૧૦

મે૦ કેશરીસીંગજી મુળવાજી સોનેથ ઠાકોર સાહેબ ૨૦

મહંત શ્રી જ્ઞાનદાસજી—ગોતરકા. ... ... ૧૦

મે૦ ઠાકોર સા૦ ખાનજી તથા નોંધણજી ચણુવા ૧૦

મે. જુગધરાયભાઈ છોટાલાલભાઈ થાણદાર સાહેબ ... ૫

રા. રા. મણિલાલભાઈ દલછાચંદ. જાવલ કારકુન સા. . . ૨

રા. રા. પુંડરિકરાયભાઈ કલ્યાણરાય તાર માસ્તર સા ... ૩

મે. લાલજીભાઈ હકમચંદ. કારભારી સાહેબ. ... ... ૧

ઠક્કર કેશવરામ પુંજારામ .. . . ... ... ૨

ઠક્કર દેવરામ કેશવરામ ... ... .. ... ૨

સાધુ હીરાદાસજી બીહારીદાસજી ... ... ... ૨

રા. વકીલ નાગજી માધવજી. .. ... .. ૧

ઠક્કર મગનલાલ હરજી ... ... ... ... ૨

રા. શિવલાલ લાલચંદજી વેકસીનેટર સાહેબ ... ... ૨

ઠક્કર કુબેર પચાણ ... ... ... ... ... ૨

ઠક્કર રઘુરામ બારચલ ... ... ... ... ૨

મહેતા મણિલાલ દલછાચંદ આસિ. માસ્તર મારફત. ... ૬

મણિલાલ દલછાચંદ મહેતા. ... ... ... ૫

| | |
|---|---|
| શેઠ મણિલાલ છગનલાલ ગ્રામેનાળવાળા ... ... | ૨ |
| દોશી પ્રભુલાલ ગવજી. રાધનપુર ... ... | ૧ |
| મહેતા પુનમચંદ ઉમેદચંદ આસિ. માસ્તર ... | ૨ |
| શાહ અમથાલાલ સંપ્રીત ... ... | ૧ |
| મહેતા કાન્તિલાલ મંગળજીભાઇ. પાલનપુરવાળા. ... | ૧ |
| ઓટા નરપતલાલ ત્રિભોવન ... ... ... ... | ૧ |
| વ્યાસ નાગરલાલ દલપતરામ. આસિ. માસ્તર ... .. | ૧ |
| શાહ ચીમનલાલ કાળીદાસ ... .. ... | ૫ |
| શાહ ચુનીલાલ લાડકચંદ. ... ... .. ... | ૫ |
| ઠક્કર ચતુરભાઇ નાગજી .. ... . | ૨ |
| ઠક્કર માધવજી રામજી .. ... ... .. | ૧ |
| ઠક્કર શંકરભાઈ દામોદર ... ... . ... | ૧ |
| ઠક્કર વજેરામ દેવકરણ . ... ... ... | ૧ |
| ઠક્કર અમરશી લખમશી ... .. ... ... | ૧ |
| ઠક્કર ડામર પ્રાગજી કોઠીવાડાવાળા ... ... ... | ૧ |
| ઠક્કર નિર્ભયરામ વિજયરામ કાનાબાર—સમી ... ... | ૧ |
| ઠક્કર છગનલાલ નરભેરામ. ... ... ... ... | ૧ |
| વિદ્યાર્થી શિવરામ મનસુખ .. ... ... ... | ૧ |
| દલાલ મણીલાલ ત્રીકમલાલ .. ... ... ... | ૧ |
| ઓટા બાદરમલ મનસુખલાલ. ... ... ... | ૧ |

---

## વાવ.

| | |
|---|---|
| રાવાડી ગૌરીશંકર લક્ષ્મીરામ. ... ... ... | ૧ |
| શાહ હરિરામ સેવારામ. ... ... ... ... | ૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| શેઠ હુકમચંદ દેવરાજ | ... | ... | ... | ... | ૧ |
| પારેખ દલછાચંદ નિહાલચંદ | | .. | ... | ... | ૧ |
| મહેતા મણિલાલ ગમાનચંદ ... | | . | .. | ... | ૧ |
| બારોટ કાનજી ત્રીકમ. | ... | ... | ... | .. | ૧ |
| રા. રા મહેતા ઉમેદચંદ નેમજી સર ન્યાયાધીશ સા | | | | .. | ૩ |
| રા. રા મહેતા ચુનીલાલ નગનલાલ કારકુન હજુર કોર્ટ. | | | | | ૨ |
| રા. નાગરલાલ છગનચંદ દોશી. સ્કૂલ માસ્તર સા. | | | | ... | ૧ |
| વિદ્યાર્થી પુનમચંદ નાગરલાલ દોશી. ... | | | .. | ... | ૧ |
| દવે ઉમીઆશંકર હેમરાજ આસિ. માસ્તર | | | ... | ... | ૧ |
| મહેતા મણિલાલ ઉગરચંદ આસિ. માસ્તર | | | ... | ... | ૧ |
| મહેતા ડાહ્યાલાલ અમુલખ ... | | ... | ... | ... | ૧ |
| રા. રામેશ્વર દેવકૃષ્ણ આબકારી ઇન્સ્પેકટર | | | ... | ... | ૧ |
| કોરડીઆ રીખવચંદ શામજી. | | ... | ... | ... | ૧ |
| મહેતા ચુનીલાલ હેમજી | .. | . | . | ... | ૧ |
| શાહ કાળીદાસ ભારમલ | .. | ... | ... | ... | ૧ |
| ખત્રી હેમજી દહ્યાચંદ | ... | ... | ... | ... | ૧ |
| મહેતા મોહનલાલ શોભાગચંદ | | ... | ... | ... | ૧ |
| દોશી રીખવચંદ ડાહ્યાલાલ ... | | ... | ... | ... | ૧ |
| શેઠ હીરાચંદ ખેતશી. | ... | ... | ... | ... | ૧ |
| રા. રા. મહેતા ભોગીલાલ નથુ. | | ... | ... | ... | ૧ |
| સોની શુરાજી કરસનજી | ... | ... | ... | ... | ૧ |

મોરબી.

મહેરબાન [illegible] સાહેબ [illegible] ... ૪

| | |
|---|---|
| મહેરબાન બા શ્રી જોરબાઇ સા. ... ... ... | ૧ |
| ગ રા મહેતા જીતમલ કેશવજી કારભારી સાહેબ ... | ૧ |

## ડીસા.

| | |
|---|---|
| મે. મણિશંકર વિશ્વનાથ ઓઝા. કામદાર સાહેબ . | ૧ |
| સોની નરસીંગ ખુશાલ મહેતાજી ... .. . | ૧ |
| વિદ્યાર્થી પાનાચંદ દેવજી .. ... .. .. | ૧ |
| રીખવચંદ ઉમેદચંદ શેઠ . ... . .. | ૧ |

---

## પાલનપુર

| | |
|---|---|
| મે મણીલાલભાઇ ભાઇચંદ મહેતા. હેડકલાર્ક પો. એ. સા. બહાદુર. | ૨ |
| મે સુખલાલભાઇ જીવરાજ શાહ બી એ સીરસ્તેદાર પો. એ સા બહાદુર | ૨ |

---

## થરાદ.

| | | |
|---|---|---|
| શેઠ કોજમલ હિમતરામ બજારી ... . ... | | ૧ |
| જાની કાશીરામજી ગલારામ. ... ... ... | | ૧ |
| રા રા. દેશી નાગરલાલ છગનચંદ મારફત. ... ... | | ૯ |
| ભણસાળી નથુચંદ અવચળ ... ... | ૧ | |
| વહોરા રીખવચંદ લવજી. ... ... ... | ૧ | |
| બહાણી માનચંદ ઝુમચંદ .. ... ... | ૧ | |
| વહોરા રીખવચંદ ખેતશી. ... ... ... | ૧ | |
| રા. રા નાગરલાલ ગુલાબચંદ દેસાઈ કારકુન થરાદ સ્ટેટ. | ૧ | |
| રા. રા પારેખ મોહનલાલ જોશી. „ „ | ૧ | |
| રા. રા. કોઠારી મણિલાલ ધર્મચંદ. ઓપીયમ ઇન્સ્પેક્ટર. | ૧ | |

ડબગર છગનલાલ મંગળજી ... ... ... ૧
ડબગર મોહનલાલ હરિલાલ ... ... ... ૧

ખત્રી કેશવરામ વખતરામ આસિ. માસ્તર ... ... ૬
રા રા મયાશંકર દલછારામ. પો. ફોજદાર સા. ... ૧
રા રા. મુગટરામ મયાશંકર વી. પો. મેનવાળ .. ૧

---

## મોરવાડા.

રા રા. માસ્તર મગનલાલ વહાલજી મારફત ... ... ૧૮
રા. રા મગનલાલ વહાલજી ભાટી સ્કૂલ માસ્તર ... ૧
ઠક્કર પ્રાગજીરામ પુલજી ... ... ... ૧
દોશી ભુરાલાલ ઉમરચંદ ... .. ... ૧
ત્રવાડી ભીખાલાલ કલ્યાણજી. આસિ. માસ્તર ... ૧
સંઘાણી કાળીદાસ નેમચંદ ... ... ... ૧
ઠક્કર રૂઘનાથ ટોકરશી. ... ... ... ૧
રા. વકીલ ભીખાલાલ દયાળજી ... ... ૧
દોશી ભોગીલાલ કેસરીલાલ ... ... ... ૧
મે. ડૉક્ટર સા. જયન્તીલાલ વી. ઝા.. ... ... ૧
સોની દયારામ નારણજી. ... ... ... ૧
સોની લવજી કેશવજી. ... ... ... ૧
ત્રવાડી ગૌરીશંકર કરસન. ... ... ... ૧
સાધુ ભુરજી નથુરામદાસજી. ... ... ... ૧
જમાદાર વાઘજી મીરાંજી ... ... ... ૧
વ્યાસ કહાનજી બાપુરામ. ... ... ... ૧

રા. વકીલ ભાનુશંકર નારાયણજી. ... ... ૧
દવે પ્રાણજીવન નંદરામ, ... ... ... ૨

---

## સુઇગામ.

રા રા. માસ્તર મૂળજીભાઇ સરતાણજી પરમાર. મારફત. ૧૨
રા રા મૂળજીભાઇ સરતાણજી સ્કૂલ માસ્તર .. ૫
રા. રા નારાયણલાલ દેવકૃષ્ણ ત્રવાડી.
કારકુન–સુઇગામ જાગીર ... ૫
પુરોહિત અમુલખ શિવરામ. .. ... ... ૧
મહેતા નિહાલ મોતીચંદ. ... ... ... ૧

## થેણુપ

રા. રા. ડાહ્યાભાઇ પુંજમલ. થેણુપ કામદાર સા. ... ૦

## થરૂ

કાળીદાસ રણછોડલાલ પરમાર કડીઆ. .. ... ૨
રા. રા પુરુષોત્તમ નથુભાઈ શાહ .. .. ૧

## ગાંગડ–કોઠ થઈને.

રા જેઠાલાલ સોમનાથ દવે ... ... ... ૨

## બાદરખા. તા. ધોળકા.

રા રેવાશંકર પુરુષોત્તમ ઉપાધ્યાય આસિ. માસ્તર. ... ૧

## વહેલાલ.

રા હરિલાલ ગોવિંદલાલ પંડ્યા. ... ... ... ૧

## પુરસોણ.

રા માણેકલાલ મગનલાલ આસિ. માસ્તર ... ... ૧

## આંતલપુર

| | |
|---|---|
| ઠક્કર ઝવેર ખેંગાર ... ... ... ... | ૬ |
| ,, આછાજી પ્રાગજી ... ... ... ... | ૬ |
| રા રા. નરભેરામ જયરામ જોશી કારભારી સા. બાબરા. | ૫ |
| ઠક્કર ઠાકરસી મોરારજી. ... ... ... ... | ૫ |
| સંઘવી મકનજી પુલચંદ ... ... ... ... | ૫ |
| ઠક્કર ભાણજી પ્રાગજી .. ... ... ... | ૫ |
| રા. રા. કેવળભાઇ સાકળચંદ. કામદાર સાહેબ ... | ૪ |
| સંઘવી ભોગીલાલ પોપટલાલ. ... . ... | ૩ |
| જાડેજા અભેસીંગજી ભાઇજી. ... .. ... | ૨ |
| દેસાઇ હીરાલાલ તેજપાળ. ... ... | ૨ |
| ઠક્કર ઝવેર ખેંગાર. ... ... ... ... | ૨ |
| ડુંગાણી ઉજમસી કાળીદાસ. ... . ... | ૨ |
| સંઘવી ભુરાલાલ નેણસી. . ... . | ૧ |
| વારીઆ ડાહ્યાલાલ સાકળચંદ. ... ... . | ૧ |
| સંઘવી વાઘજી મંગળજી. . ... ... ... | ૧ |
| સંઘવી કાળીદાસ પાનાચંદ ... .. ... | ૧ |
| સંઘવી મણિલાલ ત્રિભોવન. ... ... .. | ૧ |
| સંઘવી પ્રેમચંદ ચતુરલાલ. ... . .. | ૧ |
| વારીઆ ભુરાલાલ પાનાચંદ. ... .. ... | ૧ |
| વારીઆ નાગરલાલ કાળીદાસ. ... ... ... | ૧ |
| ઠક્કર નરસીંગ ગોકળ. ... .. ... ... | ૧ |
| ઠક્કર કાળીદાસ તલકશી વોરા .. ... | ૧ |
| બારોટ કાળીદાસ મોતીરામ. ... ... ... | ૧ |

મહેતા હરિકિસન ધનજી ... ... ... ... ૧
સંઘવી મયાચંદ ભાઇચંદ. .. .. ... ... ૧
સંઘવી કેવળ મોરાર ... .. .. .. ૧
ઠક્કર નાગજી નરસીંગ. ... ... ... ... ૧
જાડેજા ગોડજી મુમાભાજી. ... ... ... ૧
જાડેજા સામતસીંગ રતનજી. .. ... ... ૧
સંઘવી મંગળજી મયાચંદ . . . . ... ૧
બારોટ દલપત પથુજી. ... .. ... ... ૧
બાબરીઆ ઉજમશી માનસીંગ. ... .. ... ૧

## વડા.

રા રા માસ્તર પ્રભુરામ જયરામ જોશી ... ૪

## રાજકોટ કોલેજ.

રા. રા. સ્કૉલર વૈકુંઠલાલ દલછારામ મારફત, ... ... ૬
રા રા. હરિલાલ માવજીભાઇ ઓઝા. ... ... ૧
રા રા મણિશંકરભાઇ નાગજી. ... ... ૧
રા. રા. શાન્તિલાલ મગનલાલ ઓઝા. ... ... ૧
રા રા. જગજીવન પ્રેમજી. ... ... ... ૧
રા રા. નંદલાલ ભાઇશંકર દવે. ... ... ૧
રા રા. રતિલાલ ગૌરીશંકર ઓઝા. ... ... ૧



